# હિંદ-સ્વરાજ્ય,

## એક સત્યવીરની કથા

અને

## સર્વોદય.



લેખક

મોહનદાસ કરમચંદ ગાંધી.

રાષ્ટ્રીય સાહિત્ય મંડળ

અમદાવાદ.



મૂલ્ય આઠ આના.

# હિંદ-સ્વરાજ્ય,

## એક સત્યવીરની કથા

અને

## સર્વોદય.

સંવત ૧૯૭૭

આવૃત્તિ ૧ લી પ્રત ૫,૦૦૦

રાષ્ટ્રીય સાહિત્ય મંડળ

અમદાવાદ.

# અનુક્રમણિકા.

## હિંદ-સ્વરાજ્ય.



## એક સત્યવીરની કથા—

( અથવા સૉક્રેટીસનો બચાવ )

**અસહકાર—**

મહાત્મા ગાંધીજીનાં ભાષણો અને લેખો. ૦—૬—૦

**લાલા લાભ સિંગ—ગુજરાનવાલાપર વરસેલા**

ગોળીબ્હારની હૃદયભેદક બીના.

લેખકઃ—નંદલાલ મણીલાલ શાહ. ૦—૩—૦

**એક હિંમતબાજની દુઃખી કહાણી—**

યાને શાબાશ મોલવી ગુલામ જીલાની.

લેખકઃ—વામનરાવ સીતારામ મુકાદમ. ૦—૨—૦

**ઈજીપ્તનો અસહકાર—ઇજીપ્તની ફતેહ—**

રા. વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલની કલમથી

આલેખાયેલું ઇજીપ્તની સ્વતંત્રતાનું વર્ણન. ૦—૧—૬

મંત્રી, રાષ્ટ્રીય સાહિત્ય મંડળ.

અમદાવાદ.

# નિવેદન

મહાત્મા ગાંધીજીનાં ત્રણ પુસ્તકો—હિંદ સ્વરાજ્ય, એક સત્યવીરની કથા—( સોક્રેટીસનો બચાવ ) અને સર્વોદય અત્રે ભેગા રજુ કરવામાં આવે છે. તેમાં હિંદ સ્વરાજ્ય તેમણે રચેલો મૂળ ગ્રંથ છે, અને તે વધારેમાં વધારે મહત્ત્વનો છે. એટલે તે વિષે બે શબ્દો લખું છું.

ઈ૦ સ૦ ૧૯૦૫માં બંગાળના ભાગલા થવાથી રાષ્ટ્રીય ચેતનનું પહેલું પૂર દેશમાં ફરી વળ્યું. સ્વરાજ્યનો મંત્ર પહેલી-વાર જપાવા લાગ્યો અને તેને સિદ્ધ કરવાને કોંગ્રેસની જુની-પુરાણી રીતને કોરે મૂકી નવા માર્ગ પ્રજાએ ગ્રહણ કરવા માંડયા. આ પુસ્તક તેજ અરસામાં લખાયું. હિંદની રાષ્ટ્રીય ચળવળના પડઘા દૂર દક્ષિણ આફ્રિકામાં સંભળાયા, તેથી જે વિચારોનું વાતાવરણ હિન્દમાં તેમજ તે દેશમાં જામતું હતું તેને વિશુદ્ધ અને શ્રેયસ્કર બનાવવાનો ઉદ્દેશ આ પુસ્તકમાં સ્પષ્ટ જણાઈ આવે છે.

હિંદ સ્વરાજ્યમાં મુખ્યત્વે કરીને બે વિષયોની ચર્ચા જોવામાં આવે છે: હિંદુસ્થાનને શોભે એવા સ્વરાજ્યની ભાવના અને તે સિદ્ધ કરવાના માર્ગ. પહેલા બાર પ્રકરણમાં હિન્દુસ્થાનની સ્થિતિનાં અનેક અંગો ઉપર વિવેચન કર્યું છે. તેમાં " રેલ્વેને બાતલ કરી, વકીલોને વખોડયા, દાક્તરને દબાવી દીધા, સાંચાકામ માત્ર * * નુકશાનકારક " ગણ્યા છે. ઈંગ્રેજોને હાંકી કાઢીને હાલનું ઈંગ્રેજી ઢબનું રાજ્ય બંધારણ

રાખવું એ તો વાઘને કાઢીને વાઘનો સ્વભાવ માગવા બરાબર ગણ્યું છે. તેરમા પ્રકરણમાં સુધારાનું અને સ્વરાજ્યનું ખરૂં સ્વરૂપ વર્ણવ્યું છેઃ

"સુધારો એ વર્તન છે જેથી માણુસ પોતાની ફરજ બજાવે × × × ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિંદુસ્થાનને કંઇજ શીખવાપણું નથી રહેતું. તેઓએ ( આપણા પૂર્વજોએ ) ભોગની વાસના છોડવી. હજારો વર્ષ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું ×××× જેવાં આપણાં ઝુંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યાં. × × × આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નાશકારક હરીફાઈ રાખી નહીં. સહુ સહુનો ધંધો કરતા રહ્યા. આપણને કંઇ સંચા વગેરે શોધતાં ન આવડે એમ ન હતું; પણ તેઓએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણુસો પડશે તો પછી ગુલામજ બનશે ને પોતાની નીતિ તજશે.××× તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તલવાર કરતાં નીતિબળ વધારે બળવાન છે. તેથી તેઓએ રાજાને નીતિવાન પુરૂષો—ઋષિઓ અને ફકીરો કરતાં ઉતરતા ગણ્યા. આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા. પણ તે બધા રીતસર નિયમમાં હતા."

હાલ સ્વરાજ્યની ચળવળ ત્રીજી વાર શરૂ થઇ છે. આ પુસ્તકના લેખક પોતે તેના ચાલક છે. છતાં જેવું સ્વરાજ્ય તેમને પ્રજા માટે જોઇએ છે તેની કંઈ રૂપરેખાનો થોડોજ ઉપદેશ કરવામાં આવે છે—કદાચ હજી તેમ કરવાનો પ્રસંગ આવ્યો નહિ હોય. હાલ તો પંજાબ અને ખીલાફત વિષે ન્યાય મેળવવો અને તે માટે કાં તો સલ્તનત પાસે પ્રાયશ્ચિત્ત કરાવવું અથવા તો તેની જડ કાઢવી એજ પ્રજાની નેમ થઈ પડી છે. છતાં અસહકારના આચાર્ય હિન્દુસ્થાનને માટે કેવું સ્વરાજ્ય ચ્હાય છે એ જાણુવાથી સૌને લાભજ છે.

સ્વરાજ્ય મેળવવાને અહિંસાનો જે બોધ આપવામાં આવે છે, અને અસહકારનાં જે પગલાં રજુ કરવામાં આવ્યાં છે તે ઉપર આ પુસ્તક ઘણો પ્રકાશ નાંખે છે. પંજાબમાં રમખાણો થયાં તે પહેલાં અહિંસાનો ઉપદેશ કેટલાકને બીન-જરૂરી લાગતો, પણ ગયા વર્ષના કડવા અનુભવ પછી તે અતિ આવશ્યક લાગે છે. સૌ સમજે છે કે આપણી હાલની લડતની ફત્તેહ અહિંસાના પાલન ઉપરજ છે અને સરકારે હમણા જે ઠરાવ બ્હાર પાડયો છે તેમાં પણ દંભને બાદ કરતાં એજ વાત તરી આવે છે. પણ આ તો સ્થૂળ–વ્યવહાર દ્રષ્ટિની વાત થઈ. કેવળ તાત્ત્વિક દ્રષ્ટિએ જોતાં હિંદુસ્થાન વિષેની લેખકની ભાવનામાંજ અહિંસાધર્મ અંકાએલો છે, અને તેનો વિશુદ્ધ બોધ આપવાને હાલના અણીના પ્રસંગે આ પુસ્તક અમૂલ્ય થઈ પડશે.

અસહકારના ઠરાવમાં સરકારી ધારાસભાનો, અદાલતોનો અને નિશાળોનો બહિષ્કાર સૂચવવામાં આવ્યો છે. તેમાં પ્રધાન હેતુ તો એ છે કે જે સરકારની સામે આપણે લડત માંડીએ તેની ( સરકારની ) સત્તા બેસાડનાર, ઉપર કહ્યા તે ત્રણે તંત્રો-માં આપણે સામેલ ન થઇએ. આ પુસ્તકમાં અદાલતો અને નિશાળોની હાલની પ્રથા વિષે વિવેચન છે. તે ઉપરથી જણાશે કે આપણી સનાતન સંસ્કૃતી અને બંધારણની તાત્વિક દ્રષ્ટિએ પણ આ બન્ને તંત્રો નુકશાનકારક છે. જેમના મનમાં આ પુસ્તકના વિચારો વસશે તેઓ અસહકારમાં બેવડા ઉત્સાહથી જોડાશે.

આ પુસ્તક સ્વદેશીની પ્રવૃત્તિને ખૂબ ઉત્તેજન આપશે.

હાલ પૂજ્ય ગાંધીજી અસહકારનાં બીજાં પગલાં સ્વરાજ્ય મળતાં સુધી જ જરૂરનાં ગણે છે, ત્યારે સ્વદેશીને તો ચિરકાળના પરમ ધર્મ રૂપે વર્ણવે છે. છતાં તેનો ઉપદેશ મોટે ભાગે કાપડને વિષે વ્યવહાર દ્રષ્ટિથી અપાય છે. ત્યારે આ પુસ્તકમાં તો ફરી ફરીને તમામ પરદેશી માલ વિષે નીચે મુજબની શ્રદ્ધા દાખવી છે :

"જ્યારે આ બધી વસ્તુ સંચાની નહોતી બની ત્યારે હિંદ શું કરતું હતું.? તેમ તે આજ પણ કરશે. જ્યાં સુધી હાથે ટાંકણી નહિ બનાવીએ ત્યાં લગી ટાંકણી વિના ચલાવીશું, હાંડી-ઝુમ્મરને છાંડી દઇશું. કોડીઆમાં દીવેલ નાંખી આપણા ખેતરમાં પાકેલા રૂની વાટ વણી બત્તી કરીશું. તેમ કરતાં આંખ બચશે, પૈસો બચશે, સ્વદેશી રહીશું ને સ્વરાજ્યની ધુની ધખાવશું."

આ પુસ્તકમાં ઝળકી રહેલી ભાવના અને શ્રદ્ધા કંઈક કંઈક ગુજરાતની પ્રજાના અંતરમાં વસે અને તે વધારે જ્ઞાન ને ઉત્સાહથી અસહકારની લડતમાં ભળે એવી આશાથી આ પુસ્તક પ્રકટ કરૂં છું.

આ પુસ્તક છપાવી પ્રકટ કરવાનું કાર્ય રા. ભીમજીભાઈ હરજીવન-સુશીલે ઉપાડી લીધું છે તે માટે તેમનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે.

અમદાવાદ
તા. ૨૧-૧૧-૨૦

ઈન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

# પ્રસ્તાવના.

---

આ વિષય ઉપર મેં વીસ પ્રકરણ લખ્યાં છે, તે વાંચનાર આગળ મુકવાની હિમ્મત કરૂંછું.

જ્યારે મારાથી નથી રહેવાયું ત્યારેજ મેં લખ્યું છે. બહુ વાંચ્યું, બહુ વિચાર્યું. વળી વીલાયતમાં ટ્રાન્સવાલના ડેપ્યુટેશન સારૂ ચાર માસ રહો તે મુદતમાં મારાથી બન્યા તેટલા હિંદીની સાથે વિચાર કર્યા. બન્યા તેટલા અંગ્રેજોને પણ મળ્યો. જે મારા વિચાર છેવટના લાગ્યા તે વાંચનારની પાસે મુકવા એ મારી ફરજ સમજ્યો.

" ઈંડીયન ઓપીનીઅન "ના ગુજરાતી ઘરાક આઠસેને આશરે છે. ઘરાક દીઠ દસ જણ ઓછામાં ઓછા તે છાપું રસપૂર્વક વાંચે છે, એમ મેં અનુભવ્યું છે. જેઓ ગુજરાતી નથી જાણતા તેં બીજા પાસે વંચાવે છે. આવા ભાઇઓએ મારી પાસે હિંદની દશા વિષે બહુ સવાલ કર્યા છે. તેવાજ સવાલ મારી પાસે વિલાયતમાં થયા. તેથી મને લાગ્યું કે જે વિચારો મેં આમ ખાનગીમાં બતાવ્યા તે મારે જાહેરમાં મુકવા એ દોષિત નહિ ગણાય.

જે વિચારો બતાવ્યા છે, તે મારા છે; અને મારા નથી તે મારા છે, કેમકે તે પ્રમાણે વર્તન કરવા મારી ઉમેદ છે. તે મારા આત્મામાં ઘડાઈ ગયા જેવા છે. મારા નથી, કેમકે તે મેંજ વિચાર્યા છે એમ નથી. તે કેટલાક પુસ્તકો વાંચ્યા પછી બંધાયેલા છે. મનમાં જે ઉંડું ઉંડું જોતો હતો તેને પુસ્તકોએ ટેકો આપ્યો.

જે વિચારો વાંચનાર પાસે રજુ કરૂં છું તે હિંદુસ્થાનમાં સુધારાની ધુનમાં નહી આવેલા એવા ઘણા હિંદી ધરાવે છે એ તો કંઈ સાબેત કરવા જેવું રહેતું નથી. પણ તેજ વિચારો હજારો યુરોપના માણસો ધરાવે છે, એ હું વાંચનારના મનમાં માત્ર પુરાવાથી ઠસાવવા માગુંછું. જેને તે શોધ કરવી હોય, જેને તેવો અવકાશ હોય, તે માણસ તે પુસ્તકો જોઈ શકશે. જ્યારે મને અવકાશ મળશે ત્યારે તે પુસ્તકોમાંથી કંઈ કંઈ વાંચનાર આગળ રજૂ કરવાની ઉમેદ છે.

"ઈંડીયન ઓપીનીઅન"ના વાંચનાર અથવા બીજાના મનમાં મારૂં લખાણ વાંચીને જે વિચારો આવે તે તેઓ જણાવશે તો આભારી થઈશ.

ઉદ્દેશ માત્ર દેશની સેવા કરવાનો, ને સત્ય શોધવાનો, ને તે પ્રમાણે વર્તવાનો છે. એટલે મને મારા વિચાર ખોટા નીવડે તો તેને પકડી રાખવાનો આગ્રહ નથી. જો તે સાચા નીવડે તો તે પ્રમાણે બીજાઓ કરે એમ દેશહિતાર્થે સાધારણ રીતે લાગણી રહેશે.

સરલતાની ખાતર લખાણને વાંચક અને અધિપતિ વચ્ચે સંવાદ હોય એવા રૂપમાં આણ્યું છે.

તા. ૨૨-૧૧-૧૯૦૯<br>
કીલ્ડોનન કૅસલ. } મોહનદાસ કરમચંદ ગાંધી.

# હિંદ-સ્વરાજ્ય.

## પ્રકરણ ૧ લું.

## કોંગ્રેસ અને તેના કારભારીઓ.

વાંચકવર્ગ:—હાલ હિંદુસ્થાનમાં સ્વરાજ્યનો પવન ચાલી રહ્યો છે. સહુ હિંદી છુટા થવાની ઝંખના કરતા જોવામાં આવે છે, દક્ષિણ આફ્રિકામાં પણ તેવીજ જાતનો જુસ્સો ચાલી રહ્યો છે. હિંદીને હક્કો મેળવવાની ભારે હામ થઇ જોવામાં આવે છે. આ બાબત તમારા વિચાર જણાવશો ?

અધિપતિ:—તમે સવાલ ઠીક પૂછયો છે. પણ જવાબ દેવો એ સહેલી વાત નથી. છાપાનું કામ લોકોની લાગણી જાણવી અને તેને પ્રગટ કરવી એ એક છે. બીજું કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ છે. ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુસીબત પડે તોપણ બેધડક થઇ બતાવવી. તમારા સવાલનો જવાબ આપવામાં આ ત્રણે કામ સાથે આવી જાય છે. લોક લાગણી કેટલેક દરજ્જે બતાવવી પડશે. નહિ હોય તેવી પેદા કરવાનો પ્રયત્ન કરવો પડશે, ને ખામી હશે તે વખોડવી પડશે. છતાં તમે સવાલ પૂછયો એટલે તેનો જવાબ આપવાની મારી ફરજ છે એમ મને જણાય છે.

વાંચક:—સ્વરાજ્યની લાગણી હિંદમાં ઉત્પન્ન થયેલી તમે જુઓ છો ખરા ?

અધિપતિ:—એ તો જ્યારે નેશનલ કોંગ્રેસ સ્થપાઈ ત્યારથી જોવામાં આવી છે. 'નેશનલ' નો અર્થ તે વિચાર જણાવે છે.

વાંચક:—આ વાત તો તમે ઠીક કરી લાગતી નથી. કોંગ્રેસને તો અત્યારે જુવાનીઆ હિંદી ગણકારતા નથી, અને તેને તો અંગ્રેજી રાજ્ય નીભાવનારૂં હથીયાર તેઓ ગણે છે

અધિપતિ:—જુવાનીઆઓનો આવો વિચાર બરોબર નથી. હિંદના દાદા દાદાભાઈએ જમીન તૈયાર ન કરી હોત તો જુવાનીઆ આજે વાતો કરે છે તે પણ ન કરી શકત. મી० હ્યુમે જે લખાણો લખ્યાં છે, જે ચાબખા આપણને માર્યા છે, ને જે જુસ્સાથી આપણને જગાડયા છે તે કેમ ભૂલાય? સર વીલીઅમ વેડર્નબર્ને પોતાનાં તન, મન અને ધન કોંગ્રેસના હેતુ પાર પાડવા આપેલાં. તેણે અંગ્રેજી રાજ્યને વિષે જે લખાણો લખ્યાં છે તે આજે પણ વાંચવા લાયક છે. પ્રોફેસર ગોખલેએ પ્રજાને તૈયાર કરવા ખાતર પોતાનાં ૨० વરસ ભીખારી સ્થિતિમાં રહી આપ્યાં છે. હાલ પણ તેઓ સાહેબ ગરીબાઈથી રહે છે. કોંગ્રેસ મારફતે સ્વરાજ્યનું બીજ રોપનાર મરહુમ જસ્ટીસ બદરૂદ્દીન પણ હતા. આ પ્રમાણે બંગાળા, મદ્રાસ, પંજાબ વિગેરેમાં કોંગ્રેસના અને હિંદના હિતચિંતક હિંદી તેમજ ગોરા થઈ ગયા છે એ યાદ રાખવાનું છે.

વાંચક:—થોભો, થોભો, તમે તો બહુ આગળ ચાલી ગયા. મારો સવાલ કંઈ છે, ને તમે જવાબ કંઈ આપો છો. હું સ્વરાજ્યની વાત કરૂંછું ને તમે તો પરરાજ્યની વાત કરો છો. મારે ઈંગ્રેજનું નામ ન ખપે, ને તમે તો ઈંગ્રેજોનું નામ આપવા લાગ્યા. આ પ્રમાણે તો આપણું ગાડું પાટે ચડે તેમ જોતો

નથી. મને તો સ્વરાજ્યની વાત કરો તો ગમે. બીજી ડાહી વાતોથી સંતોષ વળવાનો નથી.

અધિપતિઃ—તમે અધિરા થયા છો. મારાથી અધિરાપણું નહિ ચલાવી લેવાય. તમે જરા ખામોશ પકડશો તો તમને જે જોઇએ છે તેજ મળશે. 'ઉતાવળે આંબા ન પાકે,' એ કહેવત યાદ રાખજો. તમે મને રોકયો અને તમને હિંદના ઉપકારીની વાત સાંભળવી નથી ગમતી તે બતાવે છે કે હજી તમારે સારૂ સ્વરાજ્ય છેટે છે. તમારા જેવા ઘણા હિંદી હોય તો આપણે આઘા જઈ પાછા પડીયે. આ વાત જરા વિચારવા જેવી છે.

વાંચકઃ—એમ ગોળ ગોળ વાત કરો છો તેથી મારો સવાલ તમે ઉડાવી દેવા માગો છો એમ મને તો લાગે છે. તમે હિંદુસ્થાનના ઉપકારી જેને ગણો છો તેને હું ન ગણું; પછી મારે કોના ઉપકારની વાત સાંભળવી રહી? હિંદના દાદા જેને તમે કહો છો તેણે શું ઉપકાર કર્યો? એ તો કહે છે કે ઈંગ્રેજ રાજ્યકર્તા ન્યાય આપશે ને તેની સાથે મળીને રહેવું.

અધિપતિઃ—મારે તમને વિનયપૂર્વક કહેવું જોઇએ કે એ પુરૂષને વિષે તમારે બેઅદબીથી બોલવું એ આપણને શરમાવા જેવું છે. તેનાં કામ તરફ નજર કરો. તેણે પોતાની જીંદગી હિંદને અર્પણ કરી છે, તેની પાટે આપણે શીખ્યા. હિંદનું લોહી અંગ્રેજો ચુસી ગયા એ પાઠ શીખવનાર માનવંતા દાદાભાઈ છે, અને તેને અંગ્રેજોની ઉપર વિશ્વાસ છે તેથી શું થયું? આપણે જુવાનીના આવેશમાં એક પગલું આગળ ભરીએ તેથી શું દાદાભાઈ ઓછા પૂજ્ય છે? તેથી શું આપણે વધારે

જ્ઞાની થયા? જે પગથીએથી આપણે ચઢયા છીએ તે પગથી-આને પાટુ ન મારવી એ ડહાપણ છે; જો તે પગથીયું કાઢી નાંખીયે તો આખી સીડી પડી જાય; એ યાદ રાખવાનું છે. આપણે બચપણમાંથી જુવાનીમાં આવીએ છીએ ત્યારે બચ-પણનો તિરસ્કાર નથી કરતા પણ તે દહાડા પ્યારથી સંભા-રીએ છીએ. ઘણાં વરસ સુધી અભ્યાસ કરી મને કોઈ શીખવે ને તે ઉપરથી હું જરા વધારે જાણી લઉં તો કંઈ મારા શિક્ષક કરતાં હું વધારે જ્ઞાની નહિ ગણાઉં. મારા શિક્ષકને તો મારે માન આપવુંજ પડશે તેમજ હિંદના દાદાને સારૂ સમજવું ઘટે છે. તેની પછાડી હિંદી પ્રજા છે એમ તો આપણે કહેવુંજ પડશે.

વાંચક:—આ તમે ઠીક કહ્યું. દાદાભાઈ સાહેબને માન આપવું એ તો સમજી શકાય તેવું છે. તેના અને તેવા પુરૂ-ષોનાં કામ વિના આપણે આજનો જુસ્સો ન ભોગવત એ બરોબર જણાય છે. પણ તેવું પ્રોફેસર ગોખલેનું કેમ ગણાય? તે તો અંગ્રેજોની પાસે આપણને ઘણું શીખવાનું છે એમ કહે છે, તેઓની રાજનીતિથી વાકેફ થઈએ પછી સ્વરાજ્યની વાત કરાય. તેઓ સાહેબનાં ભાષણોથી મને તો કંટાળો આવ્યો છે.

અધિપતિ:—તમને કંટાળો આવ્યો છે એ તમારી ઉતા-વળી પ્રકૃતિ બતાવે છે. પણ જે જુવાનીયા પોતાનાં માબાપની ઠંડી પ્રકૃતિથી કંટાળે ને તેઓ પોતાની સાથે ન દોડે તો ગુસ્સે થાય, તેઓ પોતાનાં માબાપનો અનાદર કરે છે. પ્રોફેસર ગોખલે આપણી સાથે નહીં દોડે તેથી શું થયું? સ્વરાજ્ય

ભોગવવા ઇચ્છતી પ્રજા તેના વડીલોનો તિરસ્કાર કરી શકતી નથી. આપણામાંથી માન આપવાની ટેવ જાય ત્યારે આપણે નકામા થઇ પડવાના. સ્વરાજ્ય એ પીઢ માણસો ભોગવી શકે છે, નહિ કે ઉચ્છૃંખલ માણસો. વળી જુઓ, પ્રોફેસર ગોખલેએ જે વેળા પોતાનો ભોગ હિંદની કેળવણી ખાતર આપ્યો ત્યારે એવા કેટલા હિંદી હતા ? હું તો ખાસ માનું છું કે પ્રોફેસર ગોખલે જે કંઇ કરે છે તે શુદ્ધ ભાવથી ને હિંદુસ્થાનનું હિત માનીને કરે છે. જો હિંદને સારૂ પોતાનો જાન આપવો પડે તો આપી દે એવી તેમનામાં હિંદની ભક્તિ છે. તે જે કહે તે કોઇની ખુશામત કરવાને સારૂ નહિ, પણ ખરૂં માનીને. એટલે તેમના પ્રત્યે આપણાં મનમાં પૂજ્યભાવ હોવો જોઇએ.

વાંચકઃ—ત્યારે શું તેઓ સાહેબ જે કહે છે તે પ્રમાણે આપણે પણ કરવું ?

અધિપતિઃ—હું એવું કશું કહેતો નથી. આપણે શુદ્ધ બુદ્ધિથી જુદો વિચાર ધરાવીએ તો તે વિચાર પ્રમાણે ચાલવાની પ્રોફેસર સાહેબ પોતેજ આપણને સલાહ આપશે. આપણું મુખ્ય કામ તો એ છે કે આપણે તેમના કામને વખોડવું નહીં. તે આપણા કરતાં મહાન્ છે, એમ માનવું. તેમના પ્રમાણમાં આપણે હિંદને સારૂ કાંઇજ નથી કર્યું એવી ખાત્રી રાખવી. તેમને વિષે કેટલાંક છાપાં તોછડું લખે છે તે વખોડી કાઢવું ને પ્રોફેસર ગોખલે જેવાને આપણે સ્વરાજ્યના સ્થંભ ગણવા. તેમના વિચાર ખોટા ને આપણા ખરાજ છે, તથા આપણા વિચાર પ્રમાણે ન વર્તે તે દેશના દુશ્મન છે એમ ગણી લેવું એ ખરાબ વૃત્તિ છે.

વાંચક:—મને હવે તમે કહો છો તે કંઇક સમજાય છે, છતાં મારે એ બાબત વિચાર કરવો પડશે. પણ મી. હ્યુમ, સર વીલીયમ વેડર્નબર્ન વિગેરેનું જે તમે કહ્યું એ તો હદ વળી.

અધિપતિ:—જે નિયમ હિંદીને વિષે છે તેજ અંગ્રેજને વિષે જાણવાનો છે. અંગ્રેજ માત્ર ખરાબ એમ તો હું માનીશ નહિ. ઘણા અંગ્રેજો હિંદુસ્થાનને સ્વરાજ્ય મળે એવું ઇચ્છે છે. તે પ્રજામાં સ્વાર્થ વધારે પડતો છે એ વાત બરોબર છે, પણ તેથી દરેક અંગ્રેજ ખરાબ છે એમ સાબીત થતું નથી. જેઓ હક—ન્યાય માંગે છે તેમણે બધાની તરફ ન્યાય કરવો પડશે. સર વીલીયમ તે હિંદુસ્થાનનું બુરૂં ઇચ્છનાર નથી એટલું આપણને સારૂ બસ છે. આગળ વધીશું તેમ તમે જોશો કે આપણે ન્યાયની વૃત્તિથી કામ લઇશું તો હિંદુસ્થાનનો છુટકારો વહેલો થશે. તમે એમ પણ જોશો કે અંગ્રેજ માત્રનો દ્વેષ કરીશું તેથી સ્વરાજ્ય છેટું જશે. પણ જો તેઓને પણ ન્યાય કરીશું તો સ્વરાજ્યમાં તેઓની પણ મદદ મળશે.

વાંચક—આ બધું હાલ મને તો ટાયલું જણાય છે. અંગ્રેજની મદદ મળે ને સ્વરાજ્ય મળે એ તો તમે વિરોધી વાત કરી. સ્વરાજ્યને અને અંગ્રેજને શો સંબંધ? છતાં એ સવાલનો ફડચો મારે હમણા ન જોઇએ. તેમાં વખત ગાળવો એ નકામું છે. સ્વરાજ્ય કેમ મળે એ જ્યારે તમે બતાવશો ત્યારે વખતે હું તમારા વિચાર સમજી શકું તો ભલે. હાલ તો તમે અંગ્રેજની મદદની વાત કરી મને વ્હેમમાં નાખી દીધો છે, ને તમારા વિચારની સામે મને ભરમાવ્યો છે. એટલે એ વાત ન લંબાવો તો સારૂં.

અધિપતિઃ—હું અંગ્રેજની વાત લંબાવવા નથી માગતો. તમે વ્હેમમાં પડયા તેની ફીકર નહિ. મારે જે ભારે પડતું કહેવાનું હોય તે આગળથીજ જણાવી દઉં તો ઠીક ગણાય. તમારા વ્હેમને સબુરી પકડી દૂર કરવો એ મારી ફરજ છે.

વાંચકઃ—તમારૂં આ વાક્ય મને પસંદ પડયું છે. તેથી મને જે ઠીક લાગે છે તે બોલવાની હિંમત આવી છે. હજુ મારી એક શંકા રહી ગઇ છે. કોંગ્રેસની શરૂઆતથી સ્વરાજ્યનો પાયો તે કેમ ?

અધિપતિઃ—જુઓ: કોંગ્રેસે જુદા જુદા ભાગમાં હિંદીઓને એકઠા કરી તેઓને 'એક પ્રજા છીએ' એવો જુસ્સો આપ્યો. કોંગ્રેસની ઉપર સરકારની કરડી નજર રહેતી હતી. કોંગ્રેસ હમેશાં મહેસુલ સંબંધી હક પ્રજાને હોવો જોઇએ એવી માગણી કરે છે. જેવું કેનેડામાં સ્વરાજ્ય છે તેવું કોંગ્રેસે હમેશાં ઇચ્છયું છે. તેવું મળે કે ન મળે, તેવું જોઇએ કે ન જોઇએ, તેના કરતાં બીજું વધારે સરસ છે કે નહિ એ સવાલ જુદો છે. મારે બતાવવાનું તો એટલું જ કે કોંગ્રેસે સ્વરાજ્યનો રસ હિંદને ચખાડયો. બીજા તેનું માન લેવા માગે તે અઠીક ગણાય. અને તેમ આપણે માનીએ તો આપણે નગણા કહેવાઇએ, એટલુંજ નહિ પણ તેથી આપણો જે હેતુ છે તે પાર પાડવામાં મુસ્કેલીઓ આવે છે. કોંગ્રેસને નોખી ગણવાથી ને સ્વરાજ્યની વિરોધી ગણવાથી આપણે તેનો ઉપયોગ નથી કરી શકતા.

## પ્રકરણ ૨ જું.

---

### બંગાળાના ભાગલા.

વાંચક:—તમે કહો છો તે પ્રમાણે વિચારતાં કોંગ્રેસથી સ્વરાજ્યનો પાયો રોપાયો એ ઠીક જણાય છે. છતાં તે ખરી જાગૃતિ ન કહેવાય, એમ તો તમારે કબુલ કરવું જોઇએ. ખરી જાગૃતિ ક્યારે ને કેમ થઇ ?

અધિપતિ:—હમેશાં બીજ જોવામાં આવતું નથી. બીજ પોતાનું કામ માટીની નીચે કરે છે ને પોતે નાબુદ થાય છે, ત્યારે ઝાડ જમીન ઉપર જોવામાં આવે છે. તેમ કોંગ્રેસને વિષે સમજજો. જેને તમે ખરી જાગૃતિ ગણો છો તે તો બંગાળાના ભાગલાથી થઇ. તેને માટે આપણે લૉર્ડ કર્ઝનનો આભાર માનવો પડશે. બંગાળાના ભાગલા વખતે બંગાળીઓએ કર્ઝન સાહેબને બહુ વિનવ્યા પણ તેઓ સાહેબ પોતાની સત્તાના અભિમાનથી બેદરકાર રહ્યા. તેણે માની લીધું કે હિંદીઓ માત્ર બકવાદ કરશે; બાકી તેનાથી કંઈજ થવાનું નથી. તેણે અપમાન ભરેલી ભાષા વાપરીને મરડી મચડીને બંગાળાના વિભાગ કર્યા. તે દહાડેથી અંગ્રેજી રાજ્યના વિભાગ થયા એમ ગણી શકાય છે. બંગાળાના વિભાગથી જે ધકકો અંગ્રેજી સત્તાને પહોંચ્યો છે તે ધકકો બીજા કોઇપણ કાર્યથી નથી પહોંચ્યો. આનો અર્થ એમ નથી કે ભાગલાથી બીજા ગેરઇનસાફો થયા છે તે કંઈ ઉતરતા હતા. નિમકવેરો એ કંઈ ઓછો ગેરઇન્સાફ નથી. એવું બીજું તો આપણે આગળ ઉપર ઘણું જોઇશું. પણ બંગાળાના ભાગલાની સામે

થવાને પ્રજા તૈયાર હતી. પ્રજાની લાગણી તે વખતે તિવ્ર હતી. તે વેળા બંગાળામાં ઘણા આગેવાનો પોતાનું બધું જતું કરવા તૈયાર હતા. પોતાની સત્તાનું તેમને ભાન હતું. તેથી એકદમ ભડકો થયો. તે હવે ઓલવાય તેવો નથી. ભાગલા તુટશે; બંગાલ પાછું જોડાશે; પણ અંગ્રેજી વહાણમાં જે તડ પડી છે તે તો રહેવાનીજ. તે દહાડે દહાડે મોટી થતી જશે. જાગેલું હિંદ પાછું સુઈ જાય એ બનવા જેવું નથી. ભાગલા રદ કરવા એ સ્વરાજ્યની બરોબર છે. બંગાળાના આગેવાન આ વાત બરાબર સમજે છે. અંગ્રેજી સત્તાવાળા પણ એ વાત સમજે છે. તેથીજ ભાગલા ગયા નથી. જેમ દિવસ જાય છે તેમ પ્રજા ઘડાય છે. પ્રજા કંઈ એક દહાડામાં થતી નથી. તેને વરસો જોઈએ છે.

વાંચક:—ભાગલાનાં પરિણામો તમે શું જોયાં ?

અધિપતિ:—આજ લગી આપણે ધારતા આવ્યા છીએ કે બાદશાહની પાસે અરજી કરવી, ને અરજી કરતાં દાદ ન મળે તો સહન કરવું; જો કે અરજી તો કર્યાજ કરવી. ભાગલા પડયા પછી લોકોએ જોયું કે અરજીની પાછળ બળ જોઈએ, લોકોમાં સહનશકિત જોઈએ. આ નવો જુસ્સો તે ભાગલાનું મુખ્ય પરિણામ ગણાય. તે જુસ્સો છાપાનાં લખાણોમાં જોવામાં આવ્યો. લખાણો કડક થવાં લાગ્યાં. જે વાત લોકો બીકમાં કે છાની કરતા, તે જાહેરમાં થવા-લખાવા લાગી. સ્વદેશી હિલચાલ ચાલી. અંગ્રેજને જોઈને નાના મોટા નાસતા, તે હવે બીતા બંધ થયા; મારામારીથી પણ ન ડર્યા, જેલ જવું તેમાં હરકત ન ગણી અને હિંદના પુત્રરત્ન હાલ દેશનિકાલ થઇ વિરાજે

છે. આવી સામગ્રી તે અરજીના કરતાં જુદી જાતની છે. આમ લોકોમાં કોલાહલ થઇ રહ્યો છે. બંગાળાનો પવન ઉત્તરમાં પંજાબ લગી અને મદ્રાસ ઈલાકામાં કન્યાકુમારી ભૂશીર સુધી પહોંચી વળ્યો છે.

વાંચક:—આ શિવાય બીજું કંઈ જાણવા જેવું પરિણામ તમને સૂઝે છે?

અધિપતિ:—બંગાળાના ભાગલાથી અંગ્રેજી વહાણમાં ભાગલો પડયો છે. તેમ આપણામાં પણ ભાગલો પડયો છે. મોટા બનાવોનાં પરિણામ એમ મોટાંજ આવે છે. આપણા આગેવાનોમાં બે તડાં થયાં છે, એક મોડરેટ ને બીજા એક-સ્ટ્રીમીસ્ટ. તેમને આપણે 'ધીમા' અને 'ઉતાવળા' કહી શકીયે છીએ. કોઇ મોડરેટને બીકણ પક્ષ અને એકસટ્રીમીસ્ટને હિંમતવાન પક્ષ એમ પણ કહે છે. સહુ પોત પોતાના વિચાર પ્રમાણે તે બે શબ્દનો અર્થ કરે છે. એટલું તો ખરૂં છે કે આ પક્ષ પડયા છે, તેની વચ્ચે ઝેર પણ પેદા થયું છે. એક પક્ષ બીજાનો અવિશ્વાસ કરે છે ને એક બીજાને મહેણાં મારે છે. સુરતની કોંગ્રેસ વખતે લગભગ મારામારી પણ થઇ. આ બે પક્ષ પડયા છે તે નિશાની દેશને સારૂ ઠીક નથી એમ મને તો લાગે છે. હું એમ પણ માનું છું કે એવા પક્ષ લાંબી મુદત સુધી ટકશે નહી. કેટલી મુદત સુધી આમ તડાં રહેશે એ આગેવાનોની ઉપર આધાર રાખે છે.

# પ્રકરણ ૩ જું.

## અશાંતિ અને અસંતોષ.

વાંચકઃ—ત્યારે બંગભંગ એ તમે જાગૃતિનું કારણ માન્યું. તેથી ફેલાયલી અશાંતિ તે ઠીક ગણાય કે અઠીક ?

અધિપતિ:—માણસ ઉંઘમાંથી ઉઠે છે ત્યારે આળસ મરડે છે, આમ તેમ ફરે છે ને અશાંત હોય છે. પુરૂં ભાન તેને આવતાં વખત લાગે છે. તેમજ જો કે બંગભંગથી જાગૃતિ થઈ છે તોપણ ઘેબાની નથી ગઇ, હજુ આળસ મરડવાની સ્થિતિમાં આપણે છીએ. હજુ સ્થિતિ અશાંતિની છે. જેમ ઉંઘ અને જાગૃતીની અવસ્થા જરૂરની ગણવી જોઈએ ને તેથી તે ઠીક છે એમ કહેવાય, તેમ બંગાળામાં ને તેથી હિંદુસ્થાનમાં અશાંતિ એ પણ ઠીક કહેવાય. અશાંતિ છે એમ આપણે જાણીએ છીએ તેથી શાંતિનો વખત આવવા સંભવ છે. ઉંઘમાંથી ઉઠતાં સદાય આપણે આળસ મરડવાની સ્થિતિમાં નથી રહેતા, પણ વહેલા મોડા આપણી શક્તિ પ્રમાણે પુરા જાગીયે છીએ. તેમ આ અશાંતિમાંથી આપણે જરૂર છૂટશું. અશાંતિ કોઇને ગમતી વસ્તુ નથી.

વાંચકઃ—અશાંતિનું બીજું રૂપ શું ગણાય ?

અધિપતિ:—અશાંતિ એ ખરૂં જોતાં અસંતોષ છે, તેને હાલ આપણે "અનરેસ્ટ" કહીએ છીએ. કોંગ્રેસ કાળમાં તે "ડીસ-કનટેંટ" કહેવાતો. મી. હ્યુમ હમેશાં કહેતા કે હિંદુસ્થાનમાં અસંતોષ ફેલાવાની જરૂર છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી

રહે ત્યાં સુધી તેને તેમાંથી નિકળવાનું સમજાવવું એ મુશ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવોજ જોઇએ. ચાલુ ચીજનો અણગમો પેદા થાય ત્યારેજ તેને નાખી દેવાનું મન થાય. તેવો અસંતોષ આપણે મહાન્ હિંદીઓના તેમજ અંગ્રેજોનાં પુસ્તકો વાંચીને પામ્યા છીએ. તે અસંતોષથી અશાંતિ થઇ, ને એ અશાંતિમાં કંઇક મુવા, કંઇક આખડયા, કંઇક જેલ ગયા, કંઇક દેશનિકાલ થયા. હજુ તેમ થશે, થવું જોઇએ. એ બધાં ચિન્હ સારાં ગણી શકાય છે. પણ તેનું પરિણામ માઠું આવી શકે છે.

---

## પ્રકરણ ૪ થું.

### સ્વરાજ્ય તે શું?

વાંચક:—કોંગ્રેસે હિંદુસ્થાનને એક પ્રજા કરવા શું કર્યું? બંગભંગથી કેમ જાગૃત થઇ–અશાંતિ અને અસંતોષ કેમ ફેલાયાં એ જાણ્યું. હવે સ્વરાજ્ય વિષે તમારા વિચાર શું છે તે જાણવા માગું છું. મને ધાસ્તી છે કે વખતે આપણી સમજમાં ફેરફાર હોય.

અધિપતિ:—ફેરફાર હોવા સંભવ છે. સ્વરાજ્યને સારૂ તમે અમે સહુ અધિરા બની રહ્યા છીએ પણ તે શું તે બાબત આપણે ચોક્સ વિચાર ઉપર આવ્યા નથી. અંગ્રેજને કહાડી મુકવા એ વિચાર ઘણાખરાને મ્હોડેથી સંભળાય છે. પણ તે શા કારણથી એનો કંઇ વિચાર બરોબર કર્યો હોય એવું લાગતું નથી. તમનેજ હું એક સવાલ પૂછું છું. કદાચ

જેટલું આપણે માગીએ છીએ તેટલું બધું અંગ્રેજ આપે તો પછી અંગ્રેજને કહાડી મુકવાની જરૂર તમે ગણો ખરા ?

વાંચક:—હું તો તેઓની પાસે એકજ ચીજ માગું. મહેરબાની કરીને તમે અમારા મુલકમાંથી જાઓ. આ માગણી તેઓ કબૂલ રાખે ને પછી તેઓ હિંદુસ્થાનમાંથી ગયા છતાં રહ્યા એમ અર્થનો અનર્થ કોઈ કરી બેસાડે તો મને હરકત નથી. તો પછી એમ માનશું કે ગુજરાતી ભાષામાં ગયા એ શબ્દનો અર્થ કોઈ રહ્યા એમ કરે છે.

અધિપતિ:—વારૂ, આપણે ધારો લઈએ કે માગણી મુજબ અંગ્રેજો ગયા. પછી શું કરશો ?

વાંચક:—એ સવાલનો જવાબ અત્યારથી અપાયજ નહિ. જેવી રીતે તેઓ જાય તેની ઉપર પાછળની સ્થિતિનો આધાર રહેશે. તમે કહો છો તેમ ધારીએ કે તેઓ ગયા, તો મને લાગે છે કે તેઓએ બાંધેલું બંધારણ આપણે રાખીએ અને રાજ્ય કારભાર ચલાવીએ. તેઓ એમજ ચાલ્યા જાય તો આપણી પાસે લશ્કર વિગેરે તૈયારજ હશે એટલે આપણને રાજ્યકારભાર ચલાવતા અડચણ નહિ આવે.

અધિપતિ:—તમે ભલે એમ ધારો; હું તો નહિ ધારૂં. છતાં હું તે બાબત હમણાં વધારે નથી ચર્ચવા માગતો. મારે તો તમારા સવાલનો જવાબ આપવો રહ્યો છે. તે હું તમનેજ કેટલાક સવાલ પૂછીને સારી રીતે આપી શકું છું. તેટલાજ સારૂ કંઈ સવાલો પૂછું છું. આપણે અંગ્રેજને શા સારૂ કાઢવા માગીએ છીએ ?

વાંચક:—કેમકે તેઓના રાજ્યકારભારથી દેશ કંગાલ

થતો જાય છે. તેઓ દર વરસે દેશમાંથી પૈસા લઇ જાય છે. તેઓ પોતાનીજ ચામડીના માણસને મોટા હોદા આપે છે. આપણને માત્ર ગુલામીમા રાખે છે. આપણી તરફ ઉદ્ધતાઈથી વર્તે છે ને આપણી કશી દરકાર નથી કરતા.

અધિપતિ:—જો તેઓ પૈસા બ્હાર ન લઈ જાય, નમ્ર બને અને આપણને મોટા હોદા આપે તો કંઈ તેઓના રહેવાથી અડચણ તમે માનો છો ખરા?

વાંચક:—એ સવાલજ નકામો છે. વાઘ પોતાનું સ્વરૂપ ફેરવે તો તેની ભાઇબંધીમાં નુકશાન ખરૂં એવી જાતનો સવાલ પૂછયો છે તે ખાલી વખત ગુમાવવાને ખાતર. જો વાઘ પોતાનો સ્વભાવ ફેરવે તો અંગ્રેજો પોતાની આદત છોડે. જે બનવા જેવું નથી તે બનશે એમ માનવું તે માણસની રીત નજ કહેવાય.

અધિપતિ:—કેનેડાને જે રાજ્યસત્તા મળી છે, આયરલોકોને જે રાજ્યસત્તા મળી છે, તેવીજ આપણને મળે તો?

વાંચક:—એ પણ નકામો સવાલ છે. આપણી પાસે તેઓની જેમ દારૂગોળો હશે ત્યારે તેમ થાય ખરૂં. પણ જ્યારે તે લોકોના જેટલી સત્તા આપણને આપશે ત્યારે તો આપણોજ વાવટો રાખશું. જેવું જાપાન તેવું હિંદુસ્થાન. આપણને આપણો કાફલો, આપણું લશ્કર, આપણી જાહોજલાલી. અને ત્યારેજ હિંદુસ્થાન આખી દુનીયામાં ગાજી રહેશે.

અધિપતિ:—આ તો તમે ભલો ચીતાર ચીતર્યો, આનો અર્થ તો એ થયો કે આપણને અંગ્રેજી રાજ્ય જોઇશે પણ અંગ્રેજો નહી જોઈએ. તમે વાઘનો સ્વભાવ માગો છો પણ વાઘને માગતા નથી. એટલે કે તમે હિંદુસ્થાનને અંગ્રેજી

બનાવવા માંગો છો અને જ્યારે હિંદુસ્થાન અંગ્રેજી થશે ત્યારે તે હિંદુસ્થાન નહિ કહેવાય પણ ખરેખરૂં ઈંગ્લીશસ્થાન કહેવાશે. આ સ્વરાજ્ય મારા વિચારનું નથી.

વાંચકઃ—મેં તો મને સુઝે છે તેવું સ્વરાજ્ય બતાવ્યું. જો આપણે કેળવણી લઈએ છીએ તે કંઈ કામની હોય, સ્પેન્સર, મીલ વિગેરે મહાન્ લેખકોનાં લખાણો વાંચીએ છીએ તે કંઇ કામનાં હોય, અંગ્રેજની પારલામેંટ તે પારલામેંટની માતા હોય તો પછી બેશક મને તો લાગે છે કે આપણે તે લોકોની નકલ કરવી જોઇએ, તે એટલે લગી કે જેમ તેઓ પોતાના મુલકમાં બીજાને પેસવા નથી દેતા તેમ આપણે પણ ન પેસવા દઈએ. બાકી પોતાના મુલકમાંજ તેઓએ કર્યું છે તેવું તો હજી બીજી જગ્યાએ જોવામાં નથી આવતું. એટલે આપણે તે તો દાખલ કરવુંજ ઘટે. પણ હવે તમારા વિચાર જણાવો.

અધિપતિઃ—હજી વાર છે. મારા વિચાર એની મેળે આ ચર્ચામાં જણાઈ રહેશે. સ્વરાજ્ય સમજવું તમને જેટલું સહેલ લાગે છે તેટલુંજ મને મુસ્કેલ લાગે છે. એટલે હમણા તો હું તમને એટલું જ સમજાવવા પ્રયત્ન કરીશ કે જેને તમે સ્વરાજ્ય કહો છો તે તો સ્વરાજય ખરૂં જોતાં નથી.

## પ્રકરણ ૫ મું.

## ઈંગ્લાંડની સ્થિતિ.

વાંચકઃ—ત્યારે તમારા કહેવા ઉપરથી હું એ અનુમાન કરૂં છું કે ઈંગ્લાંડ જે રાજ્ય ભોગવે છે તે બરોબર નથી ને આપણને તે ન ઘટે.

અધિપતિ:—આ અનુમાન તમે બરાબર કર્યું છે. ઈંગ્લાંડમાં જે સ્થિતિ હાલ છે તે ખરેખર દયામણી છે, અને હું તો ઇશ્વરની પાસે માગું છું કે તેવી સ્થિતિ હિંદુસ્થાનની કદી ન થજો. જેને તમે પારલામેન્ટની માતા કહો છો તે પારલામેન્ટ તો વાંઝણી છે અને વેશ્યા છે. આ બન્ને શબ્દો આકરા છે; છતાં બરોબર લાગુ પડે છે. વાંઝણી કહી; કેમકે હજુ સુધી પારલામેન્ટે પોતાની મેળે એક પણ સારૂં કામ કર્યું નથી. જો તેની ઉપર જોર કરનાર કોઈ ન હોય તો તે કંઈજ ન કરે એવી તેની સ્થિતિ સ્વાભાવિક રીતે છે અને તે વેશ્યા છે, કેમકે તેને જે પ્રધાન મંડળ રાખે તે પ્રધાન મંડળની પાસે રહે છે. આજે તેનો ધણી એસ્કવીથ, તો કાલે બાલફર, અને પરમ દિવસે ત્રીજો.

વાંચક—આ તો તમે કંઈક વ્યંગમાં બોલ્યા છો. વાંઝણી શબ્દ હજી તમે લાગુ પાડયો નથી. પારલામેન્ટ લોકોની બનેલી છે એટલે બેશક લોકોના દાબ નીચેજ કામ કરે, તેજ તેનો ગુણ છે, તેની ઉપરનો અંકુશ છે.

અધિપતિ:—આ વાત મહા ભૂલ ભરેલી છે. જો પારલામેન્ટ વાંઝણી ન હોય તો આમ થવું જોઇએ:—લોકો તેમાં સરસમાં સરસ મેમ્બરો ચુંટીને મોકલે છે. મેમ્બરો વગર પગારે જાય છે, એટલે લોક-કલ્યાણને સારૂ જવા જોઇએ. લોકો પોતે કેળવાયલા ગણાય છે એટલે ભૂલ ન કરે એમ આપણે માનવું જોઇએ. આવી પારલામેન્ટને અરજી ન ઘટે, તેની ઉપર દાબ ન ઘટે, તે પારલામેન્ટનું કામ એવું સરસ હોવું જોઈએ કે દહાડે દહાડે તેનું તેજ વધારે દેખાય ને લોકોની

ઉપર તેની અસર થતી જાય. તેને બદલે આટલું તો સૌ કબુલ કરે છે કે પારલામેન્ટના મેમ્બરો આડંબરીયા અને સ્વાર્થી જોવામાં આવે છે. સૌ પોતાનું ખેંચે છે. માત્ર ધાસ્તીને લીધેજ પારલામેન્ટ કંઈ કામ કરે છે. આજ કર્યું હોય તે કાલે રદ કરવું પડે છે. એક પણ વસ્તુ આજ સુધીમાં પારલામેન્ટે ઠેકાણે પાડી હોય એવો દાખલો જોવામાં નથી આવતો. મોટા સવાલોની ચર્ચા જ્યારે પારલામેન્ટમાં ચાલતી હોય ત્યારે તેના મેમ્બરો લાંબા થઈને પડે છે અથવા બેઠા ઝોલાં ખાય છે, તે પારલામેન્ટમાં મેમ્બરો એવા બરાડા પાડે કે સાંભળનારા કાયર થઇ જાય છે. તેના એક મહાન્ લેખકે તેને "દુનિયાની વાતુડી" એવું નામ આપ્યું છે. મેમ્બરો જે પક્ષના હોય તે તરફ પોતાનો મત વગરવિચારે આપે છે, આપવા બંધાયલા છે. તેમાં કોઈ અપવાદ રૂપે નીકળી આવે તો તે મેમ્બરના ભોગ સમજવા. જેટલો વખત અને પૈસા પારલામેન્ટ ગાળે છે તેટલો વખત અને પૈસા જો થોડા માણસોને મળે તો પ્રજાનો ઉદ્ધાર થઇ જાય. આ પારલામેન્ટ તો પ્રજાનું રમકડું છે ને તે રમકડું પ્રજાને બહુ ખરચમાં નાંખે છે. આ વિચારો મારા અંગત છે એમ તમે ન જાણશો. મોટા અને વિચારવંતા અંગ્રેજો તેવો વિચાર કરે છે. એક મેમ્બરે તો એમજ કહ્યું કે પારલામેન્ટ તો 'બેબી' (બચ્ચું) છે. બચ્ચાંને કોઈ દહાડો તમે સદાય બચ્ચાં રહેલાં જોયેલાં? આજ સાતસે વરસ પછી જો પારલામેન્ટ બચ્ચું હોય તો કયારે મોટી થશે?

વાંચક:—તમે મને વિચારમાં નાખ્યો. આ બધું મારે એકદમ માની લેવું એમ તમે નહિજ કહો. તદ્દન જૂદા વિચાર

તમે મારા મનમાં પેદા કરો છો. તેને મારે પચાવવા જોઈશે. ઠીક છે; હવે, ' વેશ્યા ' શબ્દનું વિવેચન કરો.

અધિપતિઃ—તમારાથી મારા વિચાર એકદમ ન મનાય એ વાત બરાબર છે. તે વિષે તમારે જે વાંચવું ઘટે તે વાંચશો તો તમને કંઈક ખ્યાલ આવશે. પારલામેંટને વેશ્યાનું નામ આપ્યું છે એ પણ બરોબર છે. તેનો કોઈ ધણી નથી. તેનો ધણી એક ન હોઈ શકે. પણ મારો કહેવાનો ભાવાર્થ એટલોજ નથી. જ્યારે તેનો કોઇ ધણી બને છે, જેમકે મુખ્ય પ્રધાન, ત્યારે પણ તેની ચાલ એક સરખી નથી રહેતી. જેવા બેહાલ વેશ્યાના હોય છે તેવાજ પારલામેંટના સદા રહે છે. મુખ્ય પ્રધાનને પારલામેંટની દાઝ થોડીજ રહે છે. તે તેની સત્તાના તોરમાં ગુલતાન રહે છે. તેનો પક્ષ કેમ જીતે એજ તેને લગની રહે છે. પારલામેંટ કેમ ખરૂં કરે એ વિચાર તેને થોડોજ રહે છે. પોતાના પક્ષને જોર આપવા પારલામેંટની પાસે કંઈ કામો મુખ્ય પ્રધાન કરાવે છે. એવા દાખલા જોઇએ તેટલા મળી આવે છે. આ બધું વિચારવા લાયક છે.

વાંચકઃ—ત્યારે તમે તો જેઓને આજ લગી દેશાભિમાની અને પ્રમાણિક માણસો આપણે ગણતા આવ્યા છીએ તેની ઉપર પણ હુમલો કરો છો.

અધિપતિઃ—હા, એ ખરૂં છે. મારે કંઈ મુખ્ય પ્રધાનનો દ્વેષ નથી. પણ અનુભવે મેં જોયું કે તેઓ ખરા દેશાભિમાની ન ગણાય. તેઓ જાહેરમાં જેને લાંચ કહીએ છીએ તે લેતા દેતા નથી તેથી પ્રમાણિક ભલે ગણાય. પણ તેઓની પાસે વગ પહોંચી શકે છે. તેઓ બીજાઓની પાસેથી કામ લેવાને સારૂ ઇલ-

કાબો વિગેરેની લાંચ પુષ્કળ આપે છે. શુદ્ધ ભાવ ને શુદ્ધ પ્રમાણિકપણું તેઓમાં નથી એમ હું હિંમતથી કહી શકું છું.

વાંચકઃ—આમ તમારા વિચાર છે. ત્યારે તો હવે અંગ્રેજ લોકો કે જેને નામે પારલામેંટ રાજ્ય કરે છે તેને વિષે પણ કંઈક કહો, એટલે તેઓના સ્વરાજ્યનો પૂરો ખ્યાલ આવે.

અધિપતિઃ—અંગ્રેજો જેઓ 'વોટર' ( ચુંટણી કરનાર ) છે તેઓનું ધર્મપુસ્તક ( બાઈબલ ) વર્તમાન પત્ર થઈ પડયું છે. તેઓ તે પત્રમાંથી પોતાના વિચારો બાંધે છે. પત્રો અપ્રમાણિક છે. એકજ વાતને બે રૂપ આપે છે. એક પક્ષવાળા તેજ વાત મોટી કરી બતાવે છે, બીજા પક્ષવાળા તેજ વાત છોટી કરી નાખે છે. એક છાપાવાળો, એક અંગ્રેજ આગેવાનને પ્રમાણિક ગણશે, બીજો છાપાવાળો તેને અપ્રમાણિક ગણશે. આવા જે દેશમાં છાપાં છે તે દેશના માણસોના કેવા બેહાલ હોવા જોઇએ ?

વાંચકઃ—તે તમેજ બતાવો.

અધિપતિઃ—તે લોકો ઘડી ઘડીમાં વિચારો બદલાવે છે. એમ તો એ લોકોમાં કહેણી છે કે સાત સાત વરસે રંગ બદલાય છે. ઘડીયાળના લોલકની માફક તે લોકો આમ તેમ ફર્યા કરે છે. ઠેકાણાસર બેસી શકતા નથી. કોઇ માણસ છટાદાર હોય ને વાતો ભારે કરી દે અથવા તેઓને મીજલસ વિગેરે આપે તો નગારચીની માફક તેની ઢોલકી વગાડવા બેસી જાય છે. તેવા માણસોની પારલામેંટ તેવીજ હોય. તેઓનામાં એક વસ્તુ છે ખરી; તે એ કે પોતાના દેશને જવા નહિ દે. ને જો કોઈ તેની ઉપર નજર કરે તો તેને આંધળો ભીંત કરી મૂકશે.

પણ તેથી કંઇ તે પ્રજામાં બધા ગુણ આવી ગયા, અથવા તે પ્રજાની નકલ કરવી એમ કહી શકાય નહિ. જો હિંદુસ્થાન અંગ્રેજી પ્રજાની નકલ કરે તો હિંદુસ્થાન પાયમાલ થઇ જાય એવો મારો તો ખાસ મત છે.

વાંચકઃ—અંગ્રેજી પ્રજા આવી થઇ ગઈ છે તેનું શું કારણ માનો છો ?

અધિપતિઃ—તેમાં અંગ્રેજોનો ખાસ દોષ નથી. પણ તેઓના બલ્કે યૂરોપના આજ કાલના સુધારાનો દોષ છે. તે સુધારો કુધારો છે. અને તેથી યુરોપની પ્રજા પાયમાલ થતી ચાલી છે.



## પ્રકરણ ૬ ઠું.

### સુધારાનું દર્શન.

વાંચકઃ—હવે તો તમારે સુધારાની વાત પણ કરવી પડશે. તમારે હિસાબે તો સુધારો તે કુધારો થયો.

અધિપતિઃ—મારે હિસાબેજ નહિ, પણ અંગ્રેજ લેખકોને હિસાબે પણ સુધારો તે કુધારોજ છે. તે વિષે બહુ પુસ્તકો લખાયાં છે. તેઓમાં સુધારાની સામે થવાનાં મંડળો પણ સ્થપાતાં જાય છે. એક માણસે "સુધારો, તેનાં કારણો અને તેની દવા" એ નામે પુસ્તક લખ્યું છે. તેમાં તેણે સુધારો એ એક પ્રકારનો રોગ છે એમ બતાવી આપ્યું છે.

વાંચકઃ—આ બધું આપણે કેમ નથી જાણી શકતા ?

અધિપતિઃ—એ તો દેખાઇ આવે તેવું કારણ છે. કોઇ પણ માણસ પોતાની વિરૂદ્ધ વાત કરે એવું ભાગ્યેજ બને છે. સુધા-

રામાં મોહાઈ પડેલા માણસ તેની સામે નહિ લખે પણ તેને ટેકો મળે એવી વાતો અને દલીલો શોધી કહાડશે. આ તેઓ જાણી જોઈને કરે છે એમ પણ નથી. તેઓ જે લખે છે તે પોતે માને છે. નિદ્રાવશ થયેલો માણસ પોતાને સ્વપ્નું આવે છે તે ખરૂંજ માને છે. જ્યારે તેની ઉંઘ ઉડે ત્યારેજ તેને પોતાની ભૂલ માલુમ પડે છે. આવી દશા સુધારાવશ માણસની છે. આપણે જે કંઈ વાંચીએ છીએ તે સુધારાના હિમાયતીનાં લખાણ હોય છે. તેમાં બહુ હુશીયાર અને ભલા માણસો પડ્યા છે. તેઓના લખાણથી આપણે અંજાઈ જઈએ છીએ. આમ એક પછી એક માણસ ફસાતા જાય છે.

વાંચકઃ—આ વાત તમે બરોબર કરી છે. હવે તમે જે વાંચ્યું-વિચાર્યું છે તેનો ખ્યાલ આપો.

અધિપતિ—પ્રથમ તો સુધારો એ નામ કઈ સ્થિતિને આપવામાં આવે છે એ વિચારીએ. આ સુધારાની ખરી ઓળખ તો એ છે કે માણસો બહારની શોધોમાં ને શરીર સુખમાં સાર્થક્ય અને પુરૂષાર્થ માને છે. તેના દાખલા લઈએ. સો વરસ પહેલાં જેવાં ઘરમાં યૂરોપના લોકો રહેતા હતા તેના કરતાં હાલ વધારે સરસ ઘરમાં રહે છે. આ સુધારાની નિશાની ગણાય છે. આમાં શરીરસુખની વાત રહેલી છે. તે અગાઉ માણસો ચામડાના વસ્ત્ર પહેરતા ને ભાલા વાપરતા. હવે તેઓ મોટા લેંઘા પહેરે છે ને શરીર શણગારવા સારૂ તરેહવાર કપડાં બનાવે છે, તથા ભાલાને બદલે એક પછી એક પાંચ ઘા કરી શકે એવી ચક્રરવાળી બંદુકડી વાપરે છે, તે સુધારાની નિશાની છે. કોઈ મુલકના માણસ જોડા વિગેરે ન

પહેરતા હોય તે જ્યારે યુરોપનાં કપડાં પહેરતાં શીખે છે ત્યારે જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવ્યા ગણાય છે. અગાઉ યુરોપમાં માણસ સાધારણ હળથી પોતાના જોગી જમીન જાત મહેનતથી ખેડતા. તેને બદલે હાલ વરાળયંત્રોથી હળ ચલાવી એક માણસ ઘણી જમીન ખેડી શકે છે, ને ખૂબ પૈસો એકઠો કરી શકે છે, તે સુધારાની નિશાની ગણાય છે. અગાઉ માણસો કોઇકજ પુસ્તકો લખતાં, તે અમૂલ્ય ગણાતાં. આજે જેને જેવું ફાવે તેવું લખે છે ને છાપે છે તથા લોકોનાં મન ભમાવે છે. આ સુધારાની નિશાની છે. અગાઉ માણસો ગાડાં વાટે દહાડામાં બાર ગાઉની મજલ કરતા. હાલ રેલગાડીથી ચારસેં ગાઉની મજલ કરી શકે છે. આ તો સુધારાની ટોચ ગણાય છે. હજુ જેમ સુધારો વધતો જાય છે તેમ એવું ધારવામાં આવે છે કે માણસો હવાઈ વિમાનથી મુસાફરી કરશે ને થોડા કલાકમાં દુનિયાના ગમે તે ભાગમાં જઇ પહોંચશે, માણસોને હાથ પગ નહિ વાપરવા પડે. એક બટન ચાંપશે ત્યારે તેને પહેરવાનો પોષાક આવી મળશે, બીજું બટન ચાંપશે ત્યારે તેને છાપાં આવશે, ત્રીજું બટન ચાંપશે ત્યારે તેની ગાડી તૈયાર થઈ જશે. નિત્ય નવાં ભોજન મળશે. હાથ અથવા પગનો ખપજ નહિ પડે. બધું સંચાથીજ કામ લેવાશે. અગાઉ માણસો જ્યારે લડવા માંગતા ત્યારે એક બીજાનું શરીરબળ અજમાવતા. હવે તો તોપના એક ગોળાથી હજારો જાન લઈ શકે છે. આ સુધારાની નિશાની છે. અગાઉ લોકો ખુલ્લી હવામાં પોતાને ઠીક પડે તેટલું સ્વતંત્રપણે કામ કરતા. હવે હજારો મજુરો પોતાના ગુજરાન ખાતર એકઠા મળી મોટાં કારખાનાઓમાં કે ખાણોમાં કામ કરે છે, તેઓની દશા જાન-

વર કરતાં હલકી થઈ પડી છે. તેઓને સીસા વિગેરેના કારખાનાઓમાં જાનની ખુવારી કરી કામ કરવું પડે છે. આનો ભોગ પૈસાદાર માણુસોને મળે છે. અગાઉ માણુસોને મારી ગુલામ કરતા. હાલ માણુસોને પૈસાની અને ભોગની લાલચ આપી ગુલામ બનાવે છે. અગાઉ લોકોમાં દરદ ન હતાં તેવાં દરદ પેદા થાય છે, ને તેની સાથે ડાકટરો શોધ કરવા લાગ્યા છે કે તે દરદો કેમ મટાડવાં. આમ કરતાં ઈસ્પીતાલો વધી છે. તે સુધારાની નિશાની ગણુાય છે. અગાઉ કાગળો લખતા ત્યારે ખસુસ ખેપીયા જતા અને બહુ ખરચે તેવું બની શકતું. આજે મારે કોઈને ગાળ ભાંડવાનો કાગળ લખવો હોય તો એક દોઢીયે હું ગાળ કાઢી શકું છું. કોઈને મારે શાબાશી આપવી હોય તો તે પણુ હું તેટલીજ કિમતે પહોંચાડી શકું છું. આ સુધારાની નિશાની છે. અગાઉ માણુસો બેથી ત્રણુ વખત ખાતા ને તે પણુ હાથે પકાવેલી રોટી ને થોડી તરકારી હોય તો તે. હવે બબે કલાકે ખાવાનું જોઈએ, અને તે એટલે દરજ્જે કે ખાવામાંથી લોકો નવરાજ નથી થતા. હવે કેટલું કહું? આ બધું તમે ગમે તે પુસ્તકમાં જોઇ શકો છો. સુધારાની આ બધી ખરી નિશાની છે; અને જો કોઈપણુ માણુસ તેથી જુદી વાત સમજાવે તો તે ભોળો છે એમ ચોક્સ માનજો. સુધારો તો હું જણાવી ગયો છું તેજ ગણુાય છે. તેમાં નીતિની કે ધર્મની વાત છેજ નહિ. સુધારાના હિમાયતી ચોખ્ખી વાત કરે છે કે તેઓનું કામ લોકોને ધર્મ શીખવવાનું નથી. ધર્મને તો કેટલાક ઢોંગ છે એમ માને છે. કેટલાક વળી ધર્મનો ડાળ કરે છે, નીતિની વાતો પણુ કરે છે, છતાં હું તમને ૨૦ વરસના અનુભવે કહું છું કે નીતિને નામે અનીતિ શીખવવામાં આવે છે. નીતિ

ઉપલી વાતોમાં હોઇ ન શકે એ વાત બાળક પણ સમજી શકે એવી છે. શરીરનું સુખ કેમ મળે એજ સુધારો શોધે છે. એજ તે આપવા મહેનત કરે છે. છતાં તે સુખ પણ નથી મળી શકતું.

આ સુધારો તે અધર્મ છે. અને તે યૂરોપમાં તો એટલે દરજ્જે ફેલાયો છે કે ત્યાંના માણસો અર્ધ ગાંડા જેવા જોવામાં આવે છે. તેઓમાં ખરૂં કૌવત નથી. પોતાનું જોર નીસા કરી ટકાવી રાખે છે. એકાંતે તેઓ બેસી શકતા નથી. સ્ત્રીઓ ઘરની રાણી હોવી જોઇએ. તેને શેરીઓમાં ભટકવું પડે છે, અથવા તો તેઓને મજુરીએ જવું પડે છે. ઇંગ્લાંડમાંજ ચાલીસ લાખ રંક અબળાઓ પેટને અથે ગદ્ધા મજુરી કરે છે. અને હાલ તેને લીધે સફ્રેજેટની હીલચાલ ચાલી રહી છે.

આ સુધારો એવો છે કે જો આપણે ધીરજ રાખી બેસીશું તો સુધારાની હડફેટમાં આવેલા માણસો પોતે પોતાની સળગાવેલી અગ્નિમાં બળી મરશે. પેગમ્બર મહમદના શિક્ષણ પ્રમાણે આ શેતાની રાજ્ય ગણાય. હિંદુધર્મ આને હડહડતો કળિકાળ કહે છે. હું તમને આ સુધારાનો આબેહુબ ચિતાર નથી આપી શકતો. મારી શક્તિની બ્હારની એ વાત છે. પણ તમે સમજશો કે આ સુધારાથી અંગ્રેજી પ્રજામાં સડો ઘર કરી ગયો છે. તે સુધારો નાશકારક અને નાશવંત છે. તેનાથી દૂર રહેવું ઘટે છે અને તેથીજ અંગ્રેજી પારલામેંટ ને બીજી પારલામેંટ નકામી થઇ પડી છે. તે પારલામેંટ તે પ્રજાની ગુલામોની નિશાની છે એ ખચીત વાત છે. વાંચો, વિચારો, તો તમને પણ તેમજ લાગશે. તેમાં અંગ્રેજનો વાંક તમે નહિ કાઢો. તેમની ઉપર દયા ખાવા જેવું છે. તેઓ બાહોશ માણસ છે

એટલે એ જાળમાંથી નિકળી આવશે એમ મારૂં માનવું છે. તેઓ સાહસિક ને મહેનતુ છે. તેઓના વિચાર મૂળે અનીતિભરેલા નથી. એટલે તેમને વિષે મારા મનમાં ઉત્તમ વિચારજ છે. તેઓનું હાડ ખરાબ નથી. સુધારા એ તેઓનો અસાધ્ય રોગ નથી પણ હાલ તેઓ તે રોગમાં ઘેરાયા છે એ તો ભૂલવાનુંજ નથી.

## પ્રકરણ ૭ મું.

### હિંદુસ્થાન કેમ ગયું?

વાંચક:—તમે સુધારાને વિષે તો બહુ બોલ્યા. મને વિચારમાં નાંખી દીધો. હવે મારે યૂરોપની પ્રજા પાસેથી શું લેવું ને શું ન લેવું એ સંકટ આવી પડયું. પણ મને એક સવાલ તો તુરત ઉગી આવે છે. સુધારો એ કુધારો છે—એ રોગ છે તો અંગ્રેજ આવા સુધારામાં પડેલા તે હિંદ કેમ લઇ શકયા? હિંદમાં કેમ રહી શકે છે?

અધિપતિ:—તમારા આ સવાલનો જવાબ હવે કંઇક સહેલથી આપી શકાશે. હવે આપણે સ્વરાજ્યનો વિચાર પણ થોડી વાર કરી શકીશું. તમારા એ સવાલનો જવાબ મારે હજુ આપવાનો છે એ કંઇ ભૂલ્યો નથી. પણ તમારા છેલ્લા સવાલ ઉપર આપણે આવીએ. હિંદુસ્થાન અંગ્રેજે લીધું નથી પણ આપણે તેને દીધું છે. હિંદુસ્થાનમાં તેઓ પોતાના બળે નથી ટકી શકયા પણ આપણે તેઓને રાખ્યા છે. તે કેમ એ જોઇએ. તમને યાદ આપું છું કે આપણા દેશમાં તેઓ

અસલ વેપાર અર્થે આવ્યા. તમારી કંપની બહાદૂરને યાદ કરો. તેને બહાદૂર કોણે બનાવી ? તેઓ બીચારા રાજ્ય કરવાનો ઈરાદો પણ નહોતા રાખતા. કંપનીના માણસોને મદદ કોણે કરી ? તેઓનું રૂપ જોઈને કોણ મોહાઈ જતું ? તેઓનો માલ કોણ વેચી આપતું ? ઈતિહાસ પૂરાવો આપે છે કે આપણેજ બધું કરતા—પૈસો જલદી મેળવવાના હેતુથી આપણે તેઓને વધાવી લેતા. આપણેજ તેઓને મદદ કરતા. મને ભાંગ પીવાની આદત હોય અને ભાંગ વેચનારો મને ભાંગ વેચે તેમાં મારે વેચનારનો વાંક કાઢવો કે મારો પોતાનો ? વેચનારનો વાંક કહાડવાથી મારૂં વ્યસન કંઇ જવાનું છે ? તે વેચનારને હાંકી કહાડશું તો શું બીજો મને ભાંગ નહિ વેચે ? હિંદુસ્થાનના ખરા સેવકે બરોબર શોધ કરી મૂળ તપાસવું પડશે. મને બહુ ખાવાથી અપચો થયો હશે તો હું પાણીનો દોષ કહાડી અપચો દૂર નહિ કરી શકું. તબીબ તો એ કે જે દરદનું મૂળ શોધે. તમે હિંદી રોગીના તબીબ થવા માંગો છો ? તો તમારે દરદનું મૂળ શોધ્યેજ છૂટકો છે.

વાંચક:—તમે ખરૂં બોલો છો. હવે તમારે મને સમજાવવાને દલીલ કરવાની જરૂર નહિ રહે. હું તમારા વિચાર જાણવા અધીરો બન્યો છું. આપણે હવે અત્યંત રસિક ભાગ ઉપર આવ્યા છીએ એટલે મને તમે તમારા વિચારોજ બતાવો. મને તેમાં શંકા આવશે, ત્યારે હું તમને અટકાવીશ.

અધિપતિ:—બહુ સારૂં. પણ મને ધાસ્તી છે કે આગળ ચાલશું ત્યારે વળી આપણને મતભેદ તો થશેજ. છતાં તમે અટકાવશો ત્યારેજ દલીલમાં ઉતરીશ. આપણે જોયું કે અંગ્રેજી

વેપારીને આપણે ઉત્તેજન આપ્યું ત્યારે તેઓ પગ પેસારો કરી શક્યા. તેમજ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડવા લાગ્યા ત્યારે તેઓએ કંપની બહાદૂરની મદદ માગી. કંપની બહાદૂર વેપારમાં ને લડાઈના કામમાં કુશળ હતી. તેમાં તેને નીતિ-અનીતિની નડતર ન હતી. વેપાર વધારવો ને પૈસા કમાવા એ તેનો ધંધો હતો. તેમાં જ્યારે આપણે મદદ આપી ત્યારે તેણે મદદ લીધી ને પોતાની કોઠીઓ વધારી. કોઠીનો બચાવ કરવા તેણે લશ્કર રાખ્યું; તે લશ્કરનો આપણે ઉપયોગ કર્યો, ને હવે તેની ઉપર દ્વેષ રાખીએ તે નકામું છે. આ વખતે હિંદુ-મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું. તેમાં કંપનીને લાગ મળ્યો. આમ બધી રીતે, પણ કંપનીનો કાબુ હિંદુસ્થાનમાં જામે તેવું, આપણે તેને સારૂ કર્યું. એટલે આપણે હિંદુસ્થાન અંગ્રેજને આપ્યું એમ કહેવું એ હિંદુસ્થાન ગયું એમ કહેવા કરતાં વધારે સારૂં છે.

વાંચકઃ—હવે અંગ્રેજો હિંદુસ્થાન કેમ રાખી શકે છે? એ કહો.

અધિપતિઃ—જેમ આપણે તેઓને આપ્યું તેમ આપણેજ હિંદુસ્થાન તેઓની પાસે રહેવા દઈએ છીએ. તેઓએ હિંદુસ્થાનને તલવારથી લીધું એમ તેઓમાંના કેટલાક કહે છે, અને તલવારથી રાખે છે એમ પણ કહે છે. આ બન્ને વાત ગલત છે. હિંદુસ્થાનને રાખવામાં તલવાર કંઈજ કામ આવે એમ નથી. આપણેજ તેઓને રહેવા દઈએ છીએ.

નેપોલીઅને અંગ્રેજોને વેપારી પ્રજા કહી છે. એ તદ્દન વ્યાજબી વાત છે. તેઓ જે દેશને રાખે છે તે કેવળ વેપારને

અર્થે રાખે છે એ જાણવા જેવું છે, તેઓના લશ્કર ને કાફલા માત્ર વેપારની રક્ષા કરવાને અર્થે છે. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર નહોતો ત્યારે ગ્લૅડસ્ટનને સૂઝી આવ્યું કે ટ્રાન્સવાલ અંગ્રેજોએ નહિ રાખવું જોઇએ. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર જોયો ત્યારે તેની સાથે લડાઈ કરી અને મી૦ ચેંબરલેને શોધી કહાડયું કે ટ્રાન્સવાલની ઉપર અંગ્રેજોની હકુમત છે. મરહુમ પ્રેસીડંટ ક્રુગરને કોઈએ પૂછયું કે "ચાંદમાં સોનું છે કે નહિં ?" તેણે જવાબ આપ્યો કે "ચાંદમાં સોનું હોવાનો સંભવ નથી, કેમકે જો હોત તો અંગ્રેજો તેને પોતાના રાજ્ય સાથે જોડી દેત." તેઓનો પરમેશ્વર પૈસો છે, એ ધ્યાનમાં રાખવાથી બધા ખુલાસા થઈ શકશે.

ત્યારે અંગ્રેજોને આપણે હિંદુસ્થાનમાં રાખીએ છીએ તે માત્ર આપણી ગરજે. આપણને તેઓનો વેપાર પસંદ આવે છે. તેઓ કાવાદાવા કરી આપણને રીઝવે છે ને રીઝવીને આપણી પાસેથી કામ લે છે. તેમાં આપણે તેઓનો દોષ કાઢવો એ તેઓની સત્તા નીભાવવા જેવું છે. આમાં વળી આપણે માંહોમાંહે તકરારો કરી તેઓને વધારે ઉત્તેજન આપીએ છીએ.

જો તમે ઉપરની વાત બરોબર માનો તો આપણે સાબેત કર્યું કે અંગ્રેજો વેપારને અર્થે રહે છે, ને તેઓને રાખવામાં આપણેજ મદદગાર છીએ. તેઓનાં હથીયાર તદ્દન નકામાં છે.

આ પ્રસંગે તમને હું યાદ આપું છું કે જાપાનમાં અંગ્રેજી વાવટો ઉડે છે એમ તમે માનજો. જાપાનની સાથે અંગ્રેજે કરાર કર્યો છે તે તેના વેપારને સારૂ અને જાપાનમાં તમે જોશો કે અંગ્રેજો પોતાનો વેપાર ખૂબ જમાવશે. અંગ્રેજ પોતાના

માલને સારૂ દુનીયાને પોતાની બજાર બનાવવા માગે છે. આમ નહિ કરી શકે એ બરોબર છે. તેમાં કંઈ તેઓનો વાંક નહિ ગણાય. તેઓ પોતાની મહેનતમાં કચાશ રાખવાના નથી.

## પ્રકરણ ૮ મું.

### હિંદુસ્થાનની દશા.

વાંચકઃ—હિંદુસ્થાન કેમ અંગ્રેજના હાથમાં છે એ સમજી શકાય છે. હવે હિંદુસ્થાનની દશા વિષે તમારા વિચાર જાણવા માગું છું.

અધિપતિઃ—હિંદુસ્થાનની અત્યારે રાંકડી દશા છે. તે તમને કહેતાં મારી આંખમાં પાણી આવે છે ને મારૂં ગળું સુકાય છે તે હું તમને પુરી રીતે સમજાવી શકીશ કે નહિ તે વિષે મને શક છે. મારો ખાસ અભિપ્રાય છે કે હિંદુસ્થાન અંગ્રેજથી નહીં પણ આજકાલના સુધારા નીચે કચરાયલું છે—તેની ઝડપમાં તે આવી ગયું છે. તેમાંથી બચવાનો હજી ઉપાય છે ખરો પણ દિવસે દિવસે વખત જતો જાય છે. મને તો ધર્મ વ્હાલો છે એટલે પ્રથમ દુઃખ તો એ છે કે હિંદુસ્થાન ધર્મભ્રષ્ટ થતું ચાલ્યું છે. ધર્મનો અર્થ હું અહિં હિંદુ કે મુસલમાન કે જરથોસ્તી એમ નથી કરતો. પણ એ બધા ધર્મમાં જે ધર્મ રહ્યો છે તે જતો રહે છે. આપણે ઈશ્વરથી વિમુખ થતા જઈએ છીએ.

વાંચકઃ—તે કેમ ?

અધિપતિઃ—હિંદુસ્થાન ઉપર એવું તહોમત છે કે આપણે

આળસુ છીએ અને ગોરાઓ મહેનતુ તથા ઉત્સાહી છે. આ આપણે માની લીધું છે. ને તેથી આપણે આપણી સ્થિતિ બદલવા માંગીએ છીએ.

હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી બધા ધર્મ શીખવે છે કે આપણે દુન્યવી વસ્તુઓ વિષે મંદ રહેવું ને ધાર્મિક વસ્તુઓ વિષે ઉત્સાહી રહેવું. આપણે આપણા દુન્યવી લોભની હદ બાંધવી ને ધાર્મિક લોભને મોકળો રાખવો. આપણો ઉત્સાહ તેમાંજ રાખવો.

વાંચક:—આ તો તમે પાખંડી થવાનું શિક્ષણ આપતા લાગો છો. આવી વાતો કરી ધૂતારાઓ ધૂતી ગયા છે ને હજી ધૂતે છે.

અધિપતિ:—તમે ધર્મ ઉપર ખોટો આરોપ મૂકો છો. પાખંડ તો બધા ધર્મમાં રહ્યો છે. જ્યાં સૂર્ય હોય ત્યાં અંધારૂં રહેલુંજ છે. પડછાયો દરેક વસ્તુ વિષે છે. ધર્મધૂતારા એ દુન્યવી ધૂતારા કરતાં સારા છે, એમ તમે જોશો. સુધારામાં જે પાખંડ હું તમને બતાવી ગયો તે પાખંડ ધર્મમાં જોયુંજ નથી.

વાંચક:—એમ કેમ કહેવાય ? ધર્મને બ્હાને હિંદુ મુસલમાન લડયા, ધર્મને બ્હાને ખ્રિસ્તિઓમાં મહા યુદ્ધો થયાં. ધર્મને બ્હાને હજારો નિરપરાધી માણસો માર્યા ગયા, તેઓને બાળી નાખ્યા, તેઓની ઉપર મહા સંકટો પડયાં. આ તો સુધારા કરતાં ખરાબ જ ગણાય.

અધિપતિ:—હું તો કહું છું કે એ બધું સુધારાના દુઃખ કરતાં વધારે સહન થઈ શકે તેવું છે. તમે કહ્યું તે પાખંડ છે, એમ સહુ સમજે છે. તેથી પાખંડમાં આવેલા માણસો મરી રહે એટલે ઉકલી જાય છે. જ્યાં ભોળા માણસો રહ્યા છે ત્યાં

તેવું ચાલ્યા જ કરશે. પણ તેની અસર સહાયને સારૂ ખુરી રહેતી નથી. સુધારાની હોળીમાં જે માણુસો બળી રહ્યા છે તેની તો હદજ નથી. તેની ખૂબી તો એ છે કે માણુસો સારૂં માનીને તેમાં ઝંપલાવે છે. તેઓ નથી રહેતા દીનના કે નથી રહેતા દુનિયાના, તેઓ ખરી વસ્તુ તદ્દન ભૂલી જાય છે. સુધારો તે ઉંદરની જેમ ફુંકીને ફોલી ખાય છે. તેની અસર જ્યારે આપણે જાણશું ત્યારે અગાઉના વહેમો આપણને પ્રમાણુમાં મીઠા લાગશે. હું એમ નથી કહેતો કે આપણે તે વહેમોને કાયમ રાખવા. નહિ; તેની સામે તો લડશુંજ. પણ તે લડત કંઇ ધર્મ ભૂલી જવાથી નથી લેવાવાની, પણ ખરી રીતે ધર્મ સંપાદન કરીને લેવાશે.

વાંચક:—ત્યારે તમે તો એમ પણ કહેશો કે અંગ્રેજે હિંદુસ્થાનમાં શાંતનું સુખ આપ્યું છે તે પણ નકામું છે.

અધિપતિ:—તમે શાંતિ જુઓ તો ભલે, હું તો શાંતિ-સુખ જોતો નથી.

વાંચક:—ત્યારે ઠગ, પીંઢારા, ભીલ વિગેરે જે ત્રાસ ઉપજાવતા હતા તે તમારે હિસાબે તો કંઈ હરકત જેવું નહોતું!

અધિપતિ:—તમે જરા વિચારી જોશો તો માલૂમ પડશે કે તેઓનો ત્રાસ માત્ર નજીવો હતો. જો તેઓનો ત્રાસ ખરોજ હોત તો પ્રજા જડમૂળથી ક્યારની નાશ પામી હોત. વળી હાલની શાંતિ તે માત્ર નામની જ છે. હું એમ કહેવા માંગું છું કે આપણે તે શાંતિથી નામર્દ-બાયલા અને ભીરૂ બની ગયા છીએ. ભીલ પીંઢારાનો સ્વભાવ અંગ્રેજે ફેરવ્યો છે એમ માની લેવાનું નથી. આપણને તેવી જાતની પીડા હોય તે

સહન કરવા જેવું છે. પણ બીજા માણસ તે પીડામાંથી આપણને બચાવે તે તદ્દન હીણપત ઉપજાવનારૂં છે. આપણે અબળા બનીએ તેના કરતાં તો ભીલના તીર કામઠાંથી મરવું એ મને વધારે પસંદ છે. તે સ્થિતિમાં જે હિંદુસ્થાન હતું તે હિંદુસ્થાન જુદાજ જુસ્સાનું હતું. મેકોલેએ હિંદીને નામર્દ ગણેલા તે તેની અધમ અજ્ઞાન દશા સૂચવે છે. હિંદી બાયલા કદી હતાજ નહિ. જાણજો કે જે દેશમાં પહાડી લોકો વસે છે, જેમાં વાઘ-વરૂ વસે છે, તે દેશમાં રહેનારા માણસો જો ખરેખર બીકણ હોય તો તેઓનો નાશજ થાય. તમે કોઈ દિવસ ખેતરોમાં ગયા છો? તમને હું ખાત્રીપૂર્વક કહું છું કે ખેતરોમાં આપણા ખેડુતો નિર્ભય થઈને આજ પણ સુવે છે, ત્યારે ત્યાં અંગ્રેજ અને તમે સુવાની આનાકાની કરશો. બળ તો નિર્ભયતામાં રહ્યું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી. એ તમે થોડોક ખ્યાલ કરશો તો જાણી શકશો.

વળી તમે જે સ્વરાજ્ય ઇચ્છનારા છો તેમને હું ચેતવું છું કે ભીલ પીંઢારા—આસામી અને ઠગ તે આપણા જ દેશી ભાઈ છે. તેને જીતવા તે તમારૂં અને મારૂં કામ છે. તમારાજ ભાઈનો તમને જ્યાં સુધી ભય રહેશે ત્યાં સુધી તમે કદી ઠેકાણાસર પહોંચવાના નથી.



# પ્રકરણ ૯ મું.

## હિંદુસ્તાનની દશા. (ચાલુ)

### વિશેષ વિચાર-રેલ્વેઓ.

વાંચક—હિંદુસ્થાનની શાંતિનો જે મારો મોહ હતો તે તમે લઇ લીધો. હવે તો મારી પાસે તમે કંઇ રહેવા દીધું હોય એમ યાદ આવતું નથી.

અધિપતિ:—હજુ તો માત્ર ધર્મની દશાનો મેં ખ્યાલ આપ્યો છે. પણ હિંદુસ્થાન કેમ રાંક છે એ વિષે તમને મારા બીજા વિચારો હું જણાવીશ ત્યારે વખતે તમને મારી ઉપરજ તિરસ્કાર છુટશે, કેમકે જે કંઇ આજ સુધી તમે ને અમે લાભકારક માન્યું છે તે મને તો ગેરલાભકારક જણાય છે.

વાંચક:—એવું વળી શું છે?

અધિપતિ:—હિંદુસ્થાનને રેલ્વેઓએ, વકીલોએ, ને ડાકટરોએ કંગાલ બનાવ્યું છે. એ દશા એવી છે કે જો આપણે વેળાસર નહિ જાગીએ તો ચોમેરથી ઘેરાઈ જશું.

વાંચક:—આપણો સંઘ દ્વારકા જશે કે નહિ એ વિષે ધાસ્તી છે. તમે તો બધું જે સરસ જોવામાં આવ્યું છે, મનાયું છે, તેની ઉપરજ હુમલો શરૂ કર્યો! હવે શું રહ્યું?

અધિપતિ—તમારે ધીરજ રાખવી પડશે. સુધારો તે કેવો કુધારો છે એ તો મુશીબતે માલૂમ પડે તેમ છે. તબીબો તમને કહેશે કે ઘાસણીના દરદવાળો મ્હોતના દહાડા લગી પણ જીવવાની આશા રાખ્યા કરે છે. ઘાસણીનો રોગ ઉપરથી દેખાય એવી ઇજા કરતો નથી. વળી તે રોગ માણસને ખોટી લાલી

આપે છે, તેથી રોગી વિશ્વાસે તણાયા કરે છે, અને છેવટે ડુબે છે. તેમજ સુધારાનુ સમજવું. તે અદૃશ્ય રોગ છે, તેનાથી ચેતજો.

વાંચક:—ઠીક છે. ત્યારે હવે રેલ્વે પુરાણ સંભળાવો.

અધિપતિ:—તમને ઉગી આવશે કે રેલ્વે ન હોય તો અંગ્રેજોનો કાબુ હિંદુસ્થાન ઉપર છે તેટલો તો નજ રહે. રેલ્વેથી મરકી ફેલાઈ છે. જો રેલ્વે ન હોય તો થોડાજ માણસ એક જગ્યાએથી બીજી જગ્યાએ જશે અને તેથી ચેપી રોગો આખા દેશમાં નહિ જઈ શકે. સહેજે 'સેગ્રેગેશન' (સૂતક) આપણે પહેલાં પાળતા. રેલ્વેથી દુકાળ વધ્યા છે. કેમકે રેલ્વેની સગવડતાથી લોકો પોતાનો દાણો વેચી કાઢે છે. જ્યાં મોંઘવારી હોય ત્યાં અનાજ તણાઈ જાય છે. લોકો બેદરકાર બને છે અને તેથી દુકાળનુ દુઃખ વધે છે. રેલ્વેથી દુષ્ટતા વધે છે. ખરાબ માણસો પોતાનો ખરાબો ઝપાટાથી ફેલાવી શકે છે. હિંદુસ્થાનમાં જે પવિત્ર સ્થાન હતાં તે અપવિત્ર થયાં છે. અગાઉ લોકો બહુ મુશીબતે તેવી જગ્યાએ જતા, તેવા લોકો ખરેખર ભાવથી ઈશ્વર ભજવા જતા. હવે તો ધુતારાની ટોળી માત્ર ધૂતવા જાય છે.

વાંચક:—આ તો એકતરફી વાત તમે કરી. જેમ ખરાબ માણસો જઇ શકે તેમ સારા પણ જઈ શકે છે. તેઓ કેમ રેલ્વેનો પૂરો લાભ નથી લેતા?

અધિપતિ:—સારૂં હોય એ તો ગોકળગાયની જેમ ચાલે છે. તેને તો રેલ્વેની સાથે નજ બને. સારૂં કરનારને સ્વાર્થ હોય નહિ. તે ઉતાવળ નહિ કરે. તે જાણે છે કે માણસની

ઉપર સારાની છાપ પાડતાં જમાનો જોઈએ. નઠારૂંજ કૂદી શકે છે. ઘર બાંધવું મુશ્કેલ છે, પાડવું એ સહેલ છે. એટલે હમેશાં રેલ્વે દુષ્ટતાનો ફેલાવોજ કરશે એમ ચોકસ સમજવા જેવું છે. તેથી દુકાળનો ફેલાવો થાય કે નહિ એ વિષે કોઇ શાસ્ત્રકાર મારા મનમાં ઘડીભર વહેમ પેસાડી શકશે, પણ રેલવેથી દુષ્ટતા વધે છે એ તો મનમાં કોતરાઈ ગયું છે તે ભુંસાવાનું નથી.

વાંચક:—પણ રેલ્વેનો મોટામાં મોટો લાભ બીજા બધા ગેરફાયદાને ભૂલાવી દે છે. રેલ્વે છે તો આજે હિંદુસ્થાનમાં પ્રજાકીય જુસ્સો જોવામાં આવે છે. એટલે હું તો કહું છું કે રેલ્વે ભલે આવી.

અધિપતિ:— આ તમારી ભૂલ જ છે. તમને અંગ્રેજે શીખવ્યું છે કે તમે એક પ્રજા ન હતા ને થતાં સેંકડો વર્ષો જોઈશે. આ વાત તદ્દન પાયા વગરની છે. જ્યારે અંગ્રેજો હિંદુસ્થાનમાં ન હતા ત્યારે આપણે એક પ્રજા હતા, આપણા વિચારો એક હતા, આપણી રહેણી એક હતી; ત્યારે તો તેઓએ એક રાજ્ય સ્થાપ્યું. ભેદ તો પછી તેણે જ પાડયા.

વાંચક:—આ વાત વધારે સમજવી પડશે.

અધિપતિ:—હું જે કહું છું તે વગર વિચારે નથી કહેતો. એક પ્રજાનો અર્થ એવો નથી કે આપણી વચ્ચે અંતર ન હતું, પણ આપણા મુખ્ય માણસો પગે પાળા કે ગાડામાં આખા હિંદુસ્થાનમાં ફરતા. તેઓ એક બીજાની ભાષા શીખતા. તેઓની વચ્ચે અંતર ન હતું. જે દીર્ઘદર્શી પુરૂષોએ શ્વેતબિંદુ, રામેશ્વર, જગન્નાથ અને હરદ્વારની જાત્રા ઠરાવી

તેઓનો શો વિચાર હતો તે તમે જાણો છો ? તેઓ મૂર્ખ ન હતા એમ તમે કબૂલ કરશો. તેઓ જાણતા હતા કે ઇશ્વર-ભજન તો ઘેર બેઠા થાય છે. તેઓએ જ આપણને શીખવ્યું છે કે જેનું મન ચંગા તેને ઘેર બેઠા ગંગા છે. પણ તેઓએ વિચાર્યું કે હિંદુસ્થાન કુદરતે એક મુલક બનાવ્યો છે તે એક પ્રજાનો હોવો જોઇએ. તેથી તેઓએ જૂદાં જૂદાં સ્થાનકો ઠરાવી લોકોને એકતાનો ખ્યાલ એવી રીતે આપ્યો કે જેવું દુનીયામાં બીજી જગ્યાએ નથી. બે ઈંગ્રેજ એક નથી તેટલા એક આપણે હિંદી હતા અને છીએ. માત્ર તમે, અમે જે સુધર્યા છીએ તેને મન જ હિંદુસ્થાનમાં જુદી જુદી પ્રજા છીએ એવો આભાસ આવ્યો. રેલ્વેથી આપણે જુદી પ્રજા માનતા થયા, ને રેલ્વેથી આપણે એક પ્રજાનો ખ્યાલ લાવતા થયા છીએ એમ માનો તો મને બાધ નથી. અફિણી કહી શકે છે કે અફિણના ગેરફાયદાની ખબર અફિણથી જ પડી, વાસ્તે અફીણ એ સારી વસ્તુ છે. આ બધું તમે ખૂબ વિચારજો. તમને હજુ શંકાઓ ઉઠશે પણ તે બધીનો નિર્ણય તમારી મેળે તમે કરી શકશો.

વાંચક:—તમે કહેલું વિચારીશ, પણ એક સવાલ તો મને હમણાજ ઉઠે છે. મુસલમાન હિંદુસ્થાનમાં દાખલ થયા તે પહેલાના હિંદુસ્થાનની તમે વાત કરી. પણ હવે તો મુસલમાનની, પારસીની, ખ્રીસ્તીની એમ મોટી સંખ્યા છે, તે એક પ્રજા હોય નહિ. હિંદુ મુસલમાનને તો હાડવેર છે, એમ કહેવાય છે. આપણી કહેવતો પણ તેવીજ છે. 'મીયાં ને મહાદેવને ન બને.' હિંદુ પૂર્વમાં તો મુસલમાન પશ્ચિમમાં પૂજે.

મુસલમાન હિંદુને બૂતપરસ્તને પૂજનાર ગણી તેનો તિરસ્કાર કરે. હિંદુ મૂર્તિપૂજક, મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે. હિંદુ ગાયને પૂજે, મુસલમાન તેને મારે. હિંદુ અહિંસક, મુસલમાન હિંસક. આમ ડગલે ડગલે વિરોધ છે. તે ક્યાંથી મટે ને હિંદુસ્થાન ક્યાંથી એક થાય ?

## પ્રકરણ ૧૦ મું.

## હિંદુસ્થાનની દશા. (ચાલુ)

### હિંદુ-મુસલમાન.

અધિપતિ:—તમારો છેલ્લો સવાલ મહા ગંભીર જણાય છે. પણ તે વિચાર કરતાં સહેલો લાગશે. આ સવાલ ઉઠ્યો છે તેનું કારણ પણ રેલ્વે, વકીલ અને ડાકટર છે. વકીલ અને ડાકટરનો વિચાર તો આપણે હજી હવે કરવો પડશે. રેલ્વેનો કરી ગયા. આટલું ઉમેરૂં છું કે માણસને એવી રીતે પેદા કરેલ છે કે તેણે પોતાનાં હાથ-પગથી બને તેટલું જ આવાગમન વિગેરે કરવું. જો આપણે રેલ્વે વિગેરે સાધનોથી દોડધામ ન કરીએ તો આપણને બહુ ગુંચવાડા ભરેલા સવાલો ન આવી પડે. આપણે હાથે કરીને દુઃખ ઓઢી લઈએ છીએ. માણસની હદ ખુદાએ તેના શરીરના ઘાટથીજ બાંધી, તો માણસે તે ઘાટની હદ ઓળંગવાના ઉપાય શોધી કાઢ્યા. માણસને અક્કલ એવા કારણથી આપી કે તે ખુદાને પીછાને, માણસે અક્કલનો ઉપયોગ ખુદાને ભૂલવામાં કર્યો. મારાથી મારી કુદરતી હદ મુજબ મારી આસપાસ વસતા માણસોની

સેવા થઈ શકે; તો મેં ઝટ લઈને મારી મગરૂરીમાં શોધી કાઢ્યું કે મારે તો આખી દુનિયાની સેવા મારા શરીરવડે કરવી. આમ કરવા જતાં ઘણી ધર્મના ને પ્રકારના માણસો સામે આવે, તે બોજો માણસજાત ઉપાડી શકેજ નહિ; એટલે પછી અકળાય. આ વિચાર પ્રમાણે તમે સમજી લેશો કે રેલ્વે એ ખરેખરૂં તોફાની સાધન છે. માણસ રેલ્વેનો ઉપયોગ કરી ખુદાને ભૂલેલ છે.

વાંચક:—પણ હવે હું મારા ઉઠાવેલા સવાલનો જવાબ સાંભળવા અધીરો બની રહ્યો છું. મુસલમાન દાખલ થવાથી એક પ્રજા રહી કે ગઈ?

અધિપતિ:—હિંદુસ્થાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે, તેથી કંઈ તે એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય, તે પ્રજાભંગ નથી કરી શકતા; તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારેજ અમુક મુલક એક પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઈએ. તેવું હિંદુસ્થાનમાં હતું અને છે. બાકી ખરૂં જોતાં જેટલા માણસ તેટલા ધર્મ છે એમ ગણી શકાય. એક પ્રજા થઈ રહેનાર માણસો એક બીજાના ધર્મની વચ્ચે પડતાજ નથી. જો પડે તો સમજવું કે તેઓ એક પ્રજા થવાને લાયક નથી. હિંદુ જો એમ માને કે આખું હિંદુસ્થાન હિંદુથીજ ભરેલું હોવું જોઇએ તો તે સ્વપ્નું સમજવું, મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાનજ વસે તો તે પણ સ્વપ્નુંજ સમજવું, છતાં હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે તેઓ એકદેશી—એક મુલકી છે, તે મુલકી ભાઈ છે, અને તેઓ;

એક બીજાના સ્વાર્થને ખાતર પણ એક થઇ રહેવું પડશે.

દુનિયાના કોઈ પણ ભાગમાં એક પ્રજાનો અર્થ એક ધર્મ એમ થયો નથી, હિંદુસ્થાનમાં હતો નહિ.

વાંચક:—પણ બન્નેના 'હાડવેર'નું શું?

અધિપતિ:—'હાડવેર' એ બન્નેના દુશ્મને શોધેલું વાકય છે. જ્યારે હિંદુ મુસલમાન લડતા ત્યારે તેવી વાતો પણ કરતા. લડતા તો કયારના બંધ થયા છે. પછી હાડવેર શેનાં? વળી એટલું યાદ રાખજો કે અંગ્રેજ આવ્યા પછી આપણે લડતા બંધ થયા છીએ એવું કંઇ નથી. હિંદુઓ મુસલમાન રાજાઓની નીચે, અને મુસલમાનો હિંદુ રાજાઓની નીચે રહેતા આવ્યા છે. બંને જણને પાછળથી માલુમ પડયું કે લડાઇ કરવાથી કોઇને ફાયદો નથી. લડાઈથી એક બીજા પોતાનો ધર્મ નહિ છોડે, તેમ એક બીજા પોતાની હઠ પણ નહિ મૂકે. તેથી બન્નેએ સંપીને રહેવાનો ઠરાવ કર્યો. કજીયા તો પાછા અંગ્રેજે શરૂ કરાવ્યા.

"મીયાં ને મહાદેવને બને નાહ," એ કહેવત પણ ઉપર પ્રમાણે સમજવી. કેટલીક કહેવતો રહી જાય છે તે નુકશાન કર્યાજ કરે છે. આપણે કહેવતની ધુનમાં એટલું પણ યાદ નથી કરતા કે ઘણા હિંદુ તથા મુસલમાનના બાપદાદા એકજ હતા. આપણામાં એકજ લોહી છે. શું ધર્મ બદલ્યો એટલે દુશ્મન થઈ ગયા? શું બન્નેનો ખુદા તે જુદો છે? ધર્મ તે તો એકજ જગ્યાએ પહોંચવાના જૂદા જૂદા રસ્તા છે. આપણે બંને નોખા માર્ગ લઇએ તેમાં થયું શું? તેમાં દુઃખ શું?

વળી એવી કહેવતો શૈવ અને વૈષ્ણવમાં પણ રહેલી છે. તેથી

કોઇ એમ નહિ કહે કે તેઓ એક પ્રજા નથી. વેદધર્મ અને જૈનધર્મ વચ્ચે બહુ તફાવત મનાય છે. છતાં તેથી તે બે જૂદી પ્રજા નથી થતી. આપણે ગુલામ બની ગયા છીએ તેથીજ આપણે કજીઆ ત્રીજે ઠેકાણે લઇ જઇએ છીએ.

જેમ મુસલમાન મૂર્તિ ખંડન કરનાર છે તેમ હિંદુમાં પણ એવી શાખા જોવામાં આવે છે. જેમ જેમ ખરૂં જ્ઞાન વધતું જશે તેમ તેમ આપણે સમજીશું કે આપણને પસંદ ન પડે એવો ધર્મ, સામેનો માણસ પાળતો હોય તો પણ આપણે તેની સામે વેરભાવ ન રાખવો ઘટે; આપણે તેની સામે જબરદસ્તી ન કરીએ.

વાંચક:—હવે ગોરક્ષા વિષે તમારા વિચાર કહો.

અધિપતિ:—હું પોતે ગાયને પૂજું છું એટલે કે માન આપું છું. ગાય એ હિંદુસ્થાનની રક્ષા કરનારી છે. કેમકે તેની પ્રજા ઉપર હિંદુસ્થાન જે ખેતીનો મુલક છે તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે. તે ઉપયોગી પ્રાણી છે તે તો મુસલમાન ભાઇ પણ કબુલ કરશે.

પણ જેમ હું ગાયને પૂજું છું તેમ હું માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ—પછી તે મુસલમાન હોય કે હિંદુ હોય, ઉપયોગી છે. ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાન સાથે લડીશ? તેને હું મારીશ? આમ કરવા જતાં હું મુસલમાનનો તેમજ ગાયનો દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એકજ છે કે મારે મારા મુસલમાન ભાઇની પાસે હાથ જોડવા ને તેને દેશની ખાતર ગાયને ઉગારવા

સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી. કેમકે તે મારા અખત્યારની વાત નથી. મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય તો મારે મારો પ્રાણ દેવો. પણ કંઇ મુસલમાનનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું તો માનું છું.

"હા" અને "ના" ને હમેશાં વેર છે. જો હું વાદ કરૂં તો મુસલમાન પણ વાદ કરશે. જો હું ટેઢો બનીશ તો તે પણ ટેઢો થશે. જો હું વેંત નમીશ તો તે હાથ નમશે. ને કદાચ નહિ નમે તો કંઇ હું નમ્યો તે ખોટું કર્યું નહિ કહેવાય. જ્યારે આપણે હઠ કરી ત્યારે ગાયનો વધ વધ્યો. મારો અભિપ્રાય છે કે ગૌરક્ષા પ્રચારણી સભા તે ગૌવધ પ્રચારણી સભા ગણવી જોઇએ. તેવી સભા છે એ પણ આપણને નામોશી પહોંચાડે છે. જ્યારે ગાયની રક્ષા કરવાનું ભૂલ્યા ત્યારે તેવી સભાની જરૂર પડી હશે.

મારો ભાઇ ગાયને મારવા દોડે તો મારે તેનું શું કરવું? તેને મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મુસલમાન ભાઇને પણ પગે પડવું.

ગાયને દુઃખ દઇને ગાયનો વધ હિંદુ કરે છે, તેને કોણ છોડવે છે? ગાયની પ્રજાને જે પરોણા હિંદુ મારે છે તે હિંદુને કોણ સમજાવે છે? તેથી એક પ્રજા થતાં આપણે અટક્યા નથી.

છેવટમાં હિંદુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરૂં હોય તો અહિંસકનો શો ધર્મ છે? અહિંસકે કંઇ માણસની હિંસા કરવી એમ લખ્યું નથી. અહિંસકને તો સીધો

રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાનીજ નથી. તેને તો માત્ર પાયનમન કરવાનુંજ રહ્યું છે, તેમાં તેનું પુરૂષાર્થ છે.

પણ શું હિંદુ માત્ર અહિંસક છે ? મૂળ વિચારતાં કોઇ અહિંસક નથી. કેમકે જીવની હાની તો આપણે કરીએ છીએ. પણ તેમાંથી છુટવા માગીએ છીએ, તેથી અહિંસક. સાધારણ વિચાર કરતા જોઇએ છીએ કે ઘણા હિંદુ માંસાહારી છે એટલે તે અહિંસક ન ગણાય. તાણી તોડીને જુદો અર્થ કરવો હોય તો મારે કંઇ કહેવાનું નથી. જ્યારે આમ છે ત્યારે એક હિંસક અને બીજા અહિંસક છે તેથી ન બને, એ વાત તદ્દન ખીલાફ છે.

આવા વિચારો સ્વાર્થી ધર્મશિક્ષક, શાસ્ત્રીઓ–મુલ્લાંઓએ આપ્યા છે; ને અધુરૂં હતું તે પુરૂં અંગ્રેજોએ કર્યું છે. તેઓને ઇતિહાસ લખવાની ટેવ રહી. દરેક માણસોના રીત રીવાજો જાણવાનો ડોળ રહ્યો. ઈશ્વરે મન નાનકડું બનાવ્યું છતાં તેઓ ઈશ્વરી દાવો કરતાં ચાલ્યા છે, ને કંઇ કંઇ અખતરા કરે છે. પોતાના ઢોલ પોતે વગાડે છે, ને આપણાં મન ઉપર તેની ખાત્રી બેસાડે છે. આપણે ભોળપણમાં તે બધું માનીએ છીએ.

જેઓ આડું નથી જોવા માગતા તેઓ જોઇ શકે છે કે કુરાને શરીફમાં એવાં સેંકડો વચનો છે કે જે હિંદુને માન્ય હોય. ભગવદ્‌ગીતામાં એવું લખેલું છે કે તેની સામે મુસલમાનને કંઈ કહેવાનું ન રહે. કુરાને શરીફમાં કેટલુંક મારાથી ન સમજાય અથવા મને પસંદ ન આવે તેથી શું મારે તેને માન-

નારનો તિરસ્કાર કરવો ? કજીઓ બે માણસથીજ થાય. મારે કજીઓ નહિજ કરવો હોય તો મુસલમાન શું કરે? અને મુસલમાનને નહિ કરવો હોય તો હું શું કરવાનો હતો ? હવામાં હાથ ઉગામનારનો હાથ ખડી જાય છે. સહુ પોત પોતાના ધર્મનું સ્વરૂપ સમજી તેને વળગી રહે ને શાસ્ત્રી-મુલ્લાંને વચમાં ન પડવા દે તો કજીયાનું મ્હોં કાળુંજ રહેવાનું.

વાંચક:—અંગ્રેજો બન્ને કોમને બનવા દેશે ખરા ?

અધિપતિ:—આ સવાલ બીકણ માણસનો છે. એ સવાલ આપણી હલકાઈ બતાવે છે, બે ભાઈને બનાવવું હોય તો તેમાં કોણ ભંગ પાડી શકે છે ? જો તેઓ વચ્ચે ત્રીજો માણસ તકરાર કરાવી શકે તો તે ભાઈઓને આપણે કાચા હૈયાના કહેશું. તેમજ જો આપણે, હિંદુ-મુસલમાન, કાચા હૈયાના હઈશું તો તેમાં અંગ્રેજનો વાંક કહાડવાનો નહિ રહે. કાચો ઘડો એક કાંકરેથી નહિ તો બીજે કાંકરેથી ફૂટે છે. તેને બચાવવાનો રસ્તો ઘડાને કાંકરાથી દૂર રાખવો એ નથી, પણ તેને પાકો કરવો કે જેથી કાંકરાનો ભયજ ન રહે. તેમજ આપણને પાકા હૈયાના થવાનું છે. વળી બેમાંથી એક પાકા હૈયાના હોઈશું, તોપણ ત્રીજો ફાવી શકશે નહીં. આ કામ હિંદુથી સહેલમાં બની શકે તેમ છે. તેમની સંખ્યા મોટી છે. તેઓ વધારે ભણેલા છે એમ તેઓ માને છે તો પછી તેઓ પાકું હૈયું રાખી શકે.

બન્ને કોમ વચ્ચે અવિશ્વાસ છે, તેથી મુસલમાન લૉર્ડ મોરલીની પાસેથી અમુક હક માગે છે. આમાં હિંદુ શું કામ સામે થાય? જો હિંદુ સામે ન થાય તો અંગ્રેજ ચમકે, મુસલમાન ધીરે ધીરે વિશ્વાસ કરે, અને ભાઈચારો વધે. આ-

પછી તકરાર તેઓની પાસે લઈ જતાં શરમાવું જોઈએ. હિંદુ આમ કરતાં કાંઈ ખોવાના નથી; એ તમે તમારી મેળે હિસાબ કરી શકશો. જે માણસ બીજાની ઉપર વિશ્વાસ બેસાડી શકયો છે તેમણે આજ લગી કશું ખોયું નથી.

હું એમ કહેવા નથી માગતો કે હિંદુ મુસલમાન કોઈ દહાડો લડશેજ નહિ. બે ભાઈ ભેળા રહે ત્યારે તકરાર થાય છે. કોઈ વેળા આપણાં માથાં ફુટશે. તેમ થવાની જરૂર હોય નહિ પણ બધા માણસો સરખી મતિના નથી હોઈ શકતા. એક બીજા આવેશમાં આવે ત્યારે ઘણીવાર સાહસ કામ કરે છે. તે આપણે સહન કરવાં પડશે. પણ આપણે તેની તકરાર પણ મોટી વકીલાત ડાળીને અંગ્રેજની અદાલતમાં નહિ લઈ જઈએ. બે જણા લડયા, બન્નેનાં કે એકનાં માથાં ફુટયાં પછી તેમાં ત્રીજો માણસ શો ન્યાય કરનાર હતો ? લડશે તે ઘવાશે પણ ખરા. શરીર-શરીર અફળાય ત્યારે તેની નિશાની રહે જ. તેમાં ન્યાય શો હોઈ શકે ?

---

## પ્રકરણ ૧૧ મું.

## હિંદુસ્તાનની દશા. (ચાલુ)

### વકીલ-દાક્તર.

વાંચકઃ—તમે તો કહો છો કે બે જણ લઢે ત્યારે તેનો ન્યાય પણ ન કરાવવો, આતો તમે અજબ વાત કહાડી.

અધિપતિઃ—અજબ કહો કે બીજું વિશેષણ આપો. પણ તે વાત ખરી છે, અને તમારી શંકા તે આપણને વકીલ-દાકત-

રની ઓળખાણુ કરાવે છે. મારો મત એવો છે કે વકીલે હિંદુસ્થાનને ગુલામી અપાવી છે, અને તેઓએ હિંદુ મુસલમાનના કજીઆ વધાર્યા છે. તેઓએ અંગ્રેજી સત્તા વધારી છે.

વાંચક—આવાં તહોમતો મુકવાં સહેલાં છે, પણુ સાબેત કરતાં મુશ્કેલી પડશે. વકીલ વિના કોણુ આપણુને સ્વતંત્રતાનો માર્ગ બતાવત ? તેઓ વિના ગરીબોનો બચાવ કોણુ કરત ? તેઓ વિના દાદ કોણુ અપાવત ? જુઓ, મરહુમ મનમોહન ઘોષે કેટલાને બચાવ્યા ? પોતે તેમાંથી એક પેની સરખી નહિ લીધેલી. કોંગ્રેસ કે જેના તમેજ વખણુ કરી ગયા તે વકીલોથી નભે છે ને તેઓની મહેનતથી તેમાં કામ થાય છે. આ વર્ગને તમે વખોડો એ તો ન્યાયનો અન્યાય કર્યા બરોબર છે. એ તો તમારે હાથ છાપું આવ્યું એટલે ગમે તેમ બોલવાની છુટ લીધા જેવું જણુાય છે.

અધિપતિઃ—તમે માનો છો તેમ એક વેળા હું પણુ માનતો. વકીલોઓએ કોઈ દહાડો કંઈજ સારૂં નથી કર્યું એમ મારે તમને નથી બતાવવું. સ્વગસ્થ મનમોહન ઘોષને હું માન આપું છું. તેમણે ગરીબોને મદદ કરેલી એ વાત બરાબર છે. કોંગ્રેસમાં વકીલોએ કંઈ કર્યું તે પણુ માની શકાય. વકીલો પણુ માણુસ છે, અને માણુસ જાતમાં કંઈ સારૂં તો રહેલુંજ છે. ઘણુાખરા દાખલા જે વકીલોની સારી માણુસાઈના જોવામાં આવે છે તે તેઓ વકીલ છે એ ભૂલી ગયેલા હોય છે ત્યારે બનેલા છે. મારે તો તમને એટલુંજ બતાવવાનું છે કે તેઓનો ધંધો તેઓને અનીતિ શીખવનારો છે. તેઓ ભૂલી લાલચમાં પડે છે. તેમાંથી ઉગરનાર થોડાજ છે.

જે હિંદુ અને મુસલમાન લડ્યા છે તેઓને ત્રાહિત માણસ કહેશે કે તમે બધું ભૂલી જાઓ, બેઉનો વાંક હશે. હવે પરસ્પરમાં સંપીને રહેજો. તેઓ વકીલની પાસે ગયા. વકીલની ફરજ થઈ પડી કે તેણે તો અસીલનો પક્ષ ખેંચવો, અસીલ ધારતો ન હોય તેવી દલીલો અસીલના પક્ષની તેણે શોધવી એ તેનું કામ છે. જો એમ ન કરે તો તેણે પોતાના ધંધાને લાંછન લગાડ્યું ગણાય. એટલે વકીલ તો ઘણે ભાગે લડત આગળ વધારવાની જ સલાહ આપશે.

વળી માણસો વકીલ થાય છે તે કંઇ પરદુઃખ ભાંગવાને સારૂ નહિ, પણ પૈસા પેદા કરવાને. તે એક કમાણીનો રસ્તો છે. ત્યારે વકીલનો સ્વાર્થ કજીઆ વધારવામાં રહ્યો છે. મારી જાણની વાત છે કે વકીલો પોતે જ્યારે કજીઆ થાય ત્યારે રાજી થાય છે. મુખત્યારો તે પણ વકીલની જાત છે. નહિ હોય ત્યાંથી તેઓ કજીઆ ઉભા કરશે. તેઓના દલાલો હોય છે તે જળોની માફક ગરીબ માણસોને વળગે છે ને તેઓનું લોહી ચુસી લે છે. એ ધંધોજ એવા પ્રકારનો રહ્યો છે કે તેમાં માણસોને કંકાસનું ઉત્તેજન મળેજ. વકીલો એ નવરા માણસો છે. આળસુ માણસો એશઆરામ ભોગવવાને ખાતર વકીલ બને છે. આ ખરી હકીકત છે, બીજી દલીલો અપાય તે બહાનાં છે. વકીલાત એ ભારે આબરૂદાર ધંધો છે એમ શોધી કાઢનાર વકીલજ છે. કાયદા તેઓ ઘડે છે, તેના વખાણ પણ તેઓજ કરે છે, માણસોની પાસેથી શું દામ લેવું એ પણ તેઓજ મુકરર કરે છે, ને માણસોની ઉપર દાબ બેસાડવા આડંબર એવો કરે છે કે જાણે કોઇ આકાશમાંથી ઉતરી આવેલા દેવતાઇ પુરૂષ ન હોય !

મજુરના કરતાં તેઓ શા સારૂ વધારે હાડીયું માગે છે? તેઓની હાજતો મજુર કરતાં વધારે શા સારૂ છે? મજુર કરતાં તેઓએ દેશનું શું વધારે ભલું કર્યું છે? ભલું કરનારને કંઇ વધુ પૈસા લેવાનો હક છે ખરો? જો પૈસાની ખાતર તેણે કર્યું તો પછી તે ભલું કેમ ગણાય? આ તો તે ધંધાનો જે ગુણ છે એ તમને હું કહી ગયો. પણ તે તો અલગ વાત રહી છે.

વકીલોથી કેટલાક હિંદુ-મુસલમાન વચ્ચે હુલ્લડ થયાં છે એ જેણે અનુભવ લીધો છે તે જાણતા હશે. તેથી કેટલાંક કુટુંબો પાયમાલ થઈ ગયાં. તેઓનાથી ભાઈઓ વચ્ચે ઝેર દાખલ થયાં છે. કેટલાક રજવાડા વકીલની જાળમાં ફસાઇ જઈ કરજદાર થઈ પડયા છે. ઘણા ગરાસીઆ તો વકીલોના કારસ્તાનથી લુંટાઈ ગયા છે. આવા દાખલા ઘણા આપી શકાય છે.

પણ વધારેમાં વધારે નુકસાન તેઓને હાથે એ થયું છે કે અંગ્રેજી ધુંસરી આપણા ગળામાં સજ્જડ પેસી ગઈ છે. તમે વિચારો. તમને લાગે છે કે અંગ્રેજી અદાલતો ન હોત તો અંગ્રેજો રાજ્ય ચલાવી શકત? અદાલતો એ કંઈ લોકોના સ્વાર્થને સારૂ નથી. જેને પોતાની સત્તા નીભાવવી છે તે અદાલતની મારફતે લોકોને વશ કરે છે. લોકો પોતે લઢી લે તેમાં ત્રીજો માણસ પોતાની સત્તા નથી બેસાડી શકતો. ખરેખર, માણસો જ્યારે પોતાને હાથે મારામારી કરીને અથવા તો સગાને પંચ નીમીને લડી લેતા ત્યારે મરદ રહેતા. અદાલતો આવી ત્યારે બાયલા બન્યા. એક બીજાએ લડી મરવું તે જંગલી ગણાતું. હવે ત્રીજો માણસ મારો કજીઓ પતાવે એ

શું એવું જંગલીપણું છે? કોઈ કહી શકશે કે જ્યારે ત્રીજો માણસ ઠરાવ આપે ત્યારે તે ખરોજ હોય છે? કોણ ખરૂં છે એ તો બન્ને પક્ષકાર જાણે છે. આપણે ભોળપણમાં માની લઈએ છીએ કે ત્રીજો માણસ આપણા પૈસા લઈ જઈ આપણો ઈન્સાફ કરે છે.

તે વાત અલગ રાખીએ. હકીકત તો આટલીજ બતાવવાની છે કે અંગ્રેજોએ અદાલતોની મારફતે આપણી ઉપર દાબ બેસાડયો છે, ને તે અદાલતો આપણે વકીલ ન થઈએ તો ચાલીજ ન શકે. અંગ્રેજ જડજ હોત, અંગ્રેજ વકીલ હોત, અને અંગ્રેજોજ સીપાઈ હોત તો અંગ્રેજો માત્ર અંગ્રેજ ઉપરજ રાજ કરત. હિંદી જડજ અને હિંદી વકીલ વિના નજ ચાલી શક્યું. વકીલો કેમ થયા, તેઓએ કેવી ઘાલમેલ કરેલી એ બધું જો તમે સમજી શકો તો મારા જેટલોજ તિરસ્કાર તમને આ ધંધા તરફ છૂટશે. અંગ્રેજી સત્તાની એક મુખ્ય ચાવી તેઓની અદાલતો છે, અદાલતની ચાવી વકીલો છે. જો વકીલો વકીલાત છોડી દે, ને તે ધંધો વેશ્યાના જેવો નીચ ગણાય તો અંગ્રેજી રાજ એક દિવસમાં પડી ભાંગે. વકીલોએ હિંદી પ્રજાની ઉપર આરોપ મુકાવ્યો છે કે આપણને કજીઆ વહાલા છે ને આપણે કોર્ટ-દરબાર રૂપી પાણીનાં માછલાં છીએ.

વકીલને વિષે જે શબ્દો હું વાપરૂં છું તેજ શબ્દો જડજોને લાગુ પડે છે. તે બન્ને મસીયાઈ ભાઈ છે ને એક બીજાને જોર આપનારા છે.

# પ્રકરણ ૧૨ મું.

## હિંદુસ્તાનની દશા. (ચાલુ)

### દાક્તર

વાંચક:—વકીલનું તો સમજાય છે. તેઓએ સારૂં કર્યું છે માત્ર અનાયાસે એવી પ્રતીતિ આવે છે. બાકી તેઓનો ધંધો જોતાં કનિષ્ટજ છે. પણ દાકતરને પણ તમે તો સાથે ઘસડો છો. તે કેમ હશે ?

અધિપતિ:—હું જે વિચારો તમારી આગળ રજુ કરૂં છું તે અત્યારે તો મારા પોતાના છે. પણ તે કંઈ મેંજ કરેલા છે એમ નથી. પશ્ચિમના સુધારકો મારા કરતાં વધારે સખત શબ્દોમાં લખી ગયા છે. તેઓએ વકીલ દાકતરોને બહુ વખોડયા છે. તેમાંના એક લેખકે એક ઝેરી ઝાડ બનાવ્યુ છે, તેની ડાળ વકીલ–દાકતર વિગેરે નકામા ધંધાદારીઓના કરી છે, અને તે ઝાડના થડની ઉપર નીતિ ધર્મ રૂપી કુહાડી ઉગામી છે. અનીતિને તે બધા ધંધાનું મૂળ રૂપ આપ્યું છે. એટલે તમે સમજશો કે હું તમારી આગળ મારા ખીસ્સામાંથી કાઢેલા નવા વિચાર નથી મૂકતો, પણ બીજાના તેમજ મારો અનુભવ રજુ કરૂં છું.

દાક્તરને વિષે જેમ તમને હજુ મોહ છે તેમ મને પણ હતો. એક વખત એવો હતો કે જ્યારે મેં પોતે દાકતર થવાનો ઇરાદો રાખેલો, અને દાકતર થઇ મારે કોમની સેવા કરવી એમ ધાર્યું હતું. હવે તે મોહ ગયો છે. આપણામાં વૈદ્યનો ધંધો સારા ધંધામાં ગણાયો જ નથી, એનું હવે મને ભા

આવ્યું છે. ને હું તે વિચારની કીંમત પારખી શકું છું.

અંગ્રેજોએ દાકતરી વિદ્યાથી આપણી ઉપર કાબુ બેસાડયો છે. દાકતરોના દંભની પણ ખામી નથી. મોગલ બાદશાહને ભમાવનાર તે અંગ્રેજી તબીબ હતો. તેણે તેના ઘરમાં કંઈ માંદગી મટાડી એટલે તેને શિરપાવ મળ્યો, અમીરની પાસે પહોંચી જનાર તે પણ દાક્તર છે.

દાકતરે આપણને હુલમલાવી નાંખ્યા છે. દાકતરોના કરતાં ઉંટ વૈદ્ય ભલા, એમ કહેવાનું મને મન થઇ જાય છે. આપણે વિચારીએ. દાકતરોનું કામ માત્ર શરીર સંભાળવાનું છે, વળી શરીર સંભાળવાનું છે એમ પણ નથી; તેઓનું કામ શરીરમાં રોગ થાય તે દૂર કરવાનું છે. રોગ કેમ થાય છે? આપણીજ ગફૂલતથી. હું બહુ જમું, મને અજીર્ણ થાય; હું દાકતર પાસે જાઉં, તે મને ગોળી આપે, હું સાજો થાઉં. પાછો ખૂબ ખાઉં ને પાછો ગોળી લઉં. આમાં બન્યું છે તે આ છે. જો હું ગોળી ન લેત તો અજીર્ણની સજા ભોગવત, અને પાછો હદ ઉપરાંત ન જમત. દાકતર વચમાં આવ્યો, ને તેણે મને હદ ઉપરાંત ખાવામાં મદદ કરી. તેથી મને શરીરે આરામ તો થયો, પણ મારૂં મન નબળું થયું. આમ ચાલતાં છેવટે મારી સ્થિતિ એવી થાય કે મારાં મનની ઉપર હું જરાએ કાબુ ન રાખી શકું.

મેં વિષય કર્યો, હું માંદો પડયો. મને દાકતરે દવા આપી, હું સાજો થયો. હું ફરી વિષય નહિ કરૂં? કરીશ જ. જો દાક્તર વચ્ચે ન આવત તો કુદરત પોતાનું કામ કરત, મારૂં મન દૃઢ થાત, ને હું અંતે નિર્વિષયી થઇ સુખી થાત.

ઈરપીતાલો એ પાપની જડ છે. તેથી માણુસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે કરે છે.

યુરોપી દાકતરો હદ વાળે છે. તેઓ માત્ર શરીરના જ ખોટા જતનને ખાતર લાખો જીવોને દર વરસે મારે છે, જીવતા જીવ ઉપર અખતરા કરે છે. આવું એક પણ ધર્મને કબૂલ નથી. હિંદુ, મુસલમાન, ખ્રીસ્તી, પારસી, બધા કહે છે કે માણુસના શરીરને સારૂ આટલા જીવો મારવાની જરૂર નથી.

દાકતરો આપણુને ધર્મભ્રષ્ટ કરે છે. તેઓની ઘણીખરી દવામાં ચરબી અથવા દારૂ હોય છે. આ બન્નેમાંથી એક પણ વસ્તુ હિંદુ મુસલમાનને ખપે તેવી નથી. આપણે સુધરેલાનો ડોળ કરી બધાઓને વહેમી ગણી સ્વચ્છંદે ગમે તેમ કર્યા કરીએ તે જુદી વાત છે. પણ દાકતરો ઉપર પ્રમાણે કરે છે એ ચોખ્ખી ને સીધી વાત છે.

આનું પરિણામ એ આવ્યું કે આપણે નમાલા અને નામર્દ બનીએ છીએ. આવી સ્થિતિમાં આપણે લોકસેવા કરવાને લાયક નથી રહેતા, અને આપણે શરીરહીન તથા બુદ્ધિહીન થતા જઈએ છીએ. અંગ્રેજી કે યુરોપી દાકતરી શીખવી તે માત્ર ગુલામીની ગાંઠ મજબૂત કરવાને ખાતર છે.

આપણે દાક્તર કેમ થઈએ છીએ તે પણ વિચારવાનું છે. તેનું ખરૂં કારણુ તો આબરૂદાર બનવા અને પૈસો કમાવાને ધંધો કરવાનું છે, પરોપકારની વાત નથી. તે ધંધામાં પરોપકાર નથી, એ તો હું બતાવી ગયો. તેથી લોકોને નુકશાન છે. દાકતરો માત્ર આડંબરથી લોકોની પાસેથી મોટી ફી લે છે, અને તેઓની દવા જે એક પેનીની હોય છે તેના તેઓ રૂપીઆ

લે છે. આમ વિશ્વાસમાં ને સારા થવાની આશામાં લોકો ઠગાય છે. આવું જ છે ત્યારે ભલાઇનો ડોળ ઘાલનાર દાકતરો કરતાં ઉઘાડા ઠગ વૈદ્ય સારા ગણાય.

## પ્રકરણ ૧૩ મું.

## ખરો સુધારો શું ?

વાંચક:—તમે રેલ્વેને બાતલ કરી, વકીલને વખોડયા, દાકતરને દબાવી દીધા સંચાકામ માત્ર તમે નુકશાનકારક ગણશો એમ હું જોઈ શકું છું. હવે સુધારો તે કોને કહેવો?

અધિપતિ:—એ સવાલનો જવાબ મુશ્કેલ નથી. હું માનું છું કે જે સુધારો હિંદુસ્થાને બતાવ્યો છે તેને દુનીયામાં કોઈ જ પહોંચી શકે તેમ નથી. જે બીજ આપણા વડવાઓએ રોપ્યાં છે તેની બરોબરી કરી શકે તેવું કંઈ જોવામાં આવ્યું નથી. રોમ ધુળધાણી થઈ ગયું, ગ્રીસનું નામજ રહ્યું, ફીર-ઓનની (ઇજીપ્તની) બાદશાહી ચાલી ગઇ, જાપાન પશ્ચિમના પંજામાં આવ્યું, ચીનનું કંઈ કહેવાય નહિ. પણ પડયું આખડયું તો પણ હિંદુસ્થાન હજી તો તળીએ મજબૂત છે.

જે રોમ અને ગ્રીસ પડયાં છે તેનાં પુસ્તકોમાંથી યુરોપના લોકો શીખે છે. તેઓની ભૂલો પોતે નહિ કરે એવું ગુમાન કરે છે. આવી તેઓની કંગાલ સ્થિતિ છે, ત્યારે હિંદ અચલિત છે. એજ તેનું ભૂષણ છે. હિંદ સામે આરોપ છે કે તે એવું જંગલી, એવું અજ્ઞાન અને એવું સુસ્ત છે કે તેની પાસે કંઈ ફેરફાર કરાવી શકાતાજ નથી. આ આરોપ એ આપણો ગુણ છે, દોષ

નથી. અનુભવે આપણને ઠીક લાગ્યું છે તે આપણે કેમ ફેર-વીશું? ઘણા અક્કલ દેનારા આવજાવ કર્યા કરે છે, ત્યારે હિંદ અડગ રહે છે. આ તેની ખૂબી છે, આ તેનું લંગર છે.

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે. ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નીતિ પાળવી એ આપણાં મનને તથા આપણી ઈંદ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીએ છીએ. આજ 'સુ' એટલે સારો ધારો છે. તેથી જે વિરૂદ્ધ તે કુધારો છે.

ઘણા અંગ્રેજ લેખકો લખી ગયા છે કે ઉપરની વ્યાખ્યા પ્રમાણે હિંદુસ્થાનને કંઇજ શીખવાનું નથી રહેતું. આ વાત બરોબર છે. આપણે જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યા કરે છે. તેના શરીરને જેમ વધારે આ-પીએ તેમ વધારે માગે છે. વધારે લઈને પણ સુખી નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે. તેથી પૂર્વ-જોએ હદ બાંધી. ઘણા વિચારો કરીને જોયું કે સુખ દુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી. ગરીબ તે ગરીબાઈના કારણથી દુઃખી નથી. તવંગર દુઃખી જોવામાં આવે છે, ગરીબ સુખી જોવામાં આવે છે. કરોડો તો ગરીબજ રહેશે. આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડવી. હજારો વરસ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું. હજારો વરસ પહેલાં જેવાં આપણાં ઝુંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યાં. હજારો વરસ પહેલાં આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નાશકારક હરીફાઈ રાખી નહિ. સહુ સહુનો ધંધો કરતા રહ્યા. તેમાં

તેઓએ દસ્તુર મુજબ કામ લીધું. આપણને કંઈ સંચા વિગેરે શોધતાં ન આવડે તેમ નહોતું; પણ આપણા પૂર્વજોએ જોયું કે સંચા વિગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામજ બનશે ને પોતાની નીતિ તજશે. તેઓએ વિચારપૂર્વક કહ્યું કે આપણે હાથે-પગે જે બને તેજ કરવું. હાથ પગ વાપરવામાંજ ખરૂં સુખ છે, તેમાંજ તંદુરસ્તી છે.

તેઓએ વિચાર્યું કે મોટાં શહેરો સ્થાપવાં તે નકામી ભાંજગડ છે. તેમાં લોકો સુખી નહિ થાય. તેમાં સોનેરી ટોળીઓ અને સફેદ ગલીઓ જાગશે, રાંક માણસો તવંગરોથી લુંટાશે. તેથી તેઓએ ગામડાંથી સંતોષ રાખ્યો.

તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તલવાર કરતાં નીતિબળ વધારે બળવાન્ છે, તેથી તેઓએ રાજાને નીતિવાન પુરૂષો-ઋષિઓ અને ફકીરોના કરતાં ઉતરતા ગણ્યા.

આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે. તે બીજાની પાસેથી શીખવા લાયક નથી.

આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા. પણ તે બધા રીતસર નિયમમાં હતાં. સહુ જાણતું હતું કે એ ધંધા ભારે ન હતા. વળી વકીલો, તબીબો વિગેરે લોકોમાં લૂંટ નહિ ચલાવતા. એ તો લોકોના આશ્રિત હતા, લોકોના ઉપરી થઇ ન રહેતા. ઇન્સાફ તો ઠીક ઠીક થતો. અદાલતે ન જવું એ લોકોની નેમ હતી. તેઓને ભમાવવાને સ્વાર્થી માણસો ન હતા. આટલો સડો પણ માત્ર રાજા રજવાડાની આસપાસમાંજ હતો. આમ (સામાન્ય પ્રજા) તો તેથી નિરાળી રીતે પોતાના ખેતરનું ધણીપણું કરતી. તેઓની પાસે ખરૂં સ્વરાજ્ય હતું.

અને જ્યાં ચાંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિંદુસ્થાન હજૂએ છે. તેને તમારા નવા ઢોંગોની વાત કરશો તો હસી કહાડશે. તેની ઉપર અંગ્રેજ રાજ કરતા નથી, તેમ રાજ કરવાના નથી.

જે લોકોને નામે આપણે વાત કરીએ છીએ તેને આપણે ઓળખતા નથી, તેઓ આપણને નથી ઓળખતા. તમને અને જેને દેશદાઝ છે તેને મારી સલાહ છે કે તમારે તે મુલકમાં જ્યાં રેલની રેલ નથી ફરી વળી તેવા ભાગમાં છ મહીના રહેવું ને પછી દેશની દાઝ લાવવી. પછી સ્વરાજ્યની વાત કરવી.

હવે તમે જોયું કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તેવું હિંદુસ્તાન જ્યાં હોય ત્યાં જે ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો, તે નર પાપી છે.

વાંચકઃ—તમે જે કહ્યું તેવુંજ હિંદુસ્તાન હોય તો ઠીક. પણ જે દેશમાં હજારો બાળવિધવા છે, જે દેશમાં બે વરસની બાળિકાનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વરસે છોકરા છોકરી ઘર સંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભર્થાર કરે છે, જે દેશમાં નિયોગનો ચાલ છે, જે દેશમાં ધર્મને નામે કુમારિકાઓ વેશ્યા બને છે, જે દેશમાં ધર્મને નામે પાડા-બકરાઓનો વધ થાય છે તે દેશ પણ હિંદુસ્થાન છે. તે પણ તમે કહ્યું તેમ સુધારાનું લક્ષણ છે શું?

અધિપતિ—તમે ભુલ્યા છો. તમે જે ખામીઓ બતાવી તે ખામીજ છે. તેને કોઈ સુધારો કહેતું નથી. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હમેશાં પ્રયત્ન થયા છે, ને થયાંજ કરશે. આપણને જે નવો જુસ્સો આવ્યો છે તેમે આપણે તે ખામીઓ દૂર કરવામાં વાપરી શકીએ છીએ.

મેં તમને જે આધુનિક સુધારાની નિશાની કહી છે તે સુધારાના હિમાયતી પોતે બતાવે છે. મેં જે હિંદનો સુધારો વર્ણવ્યો છે તે તેના હિમાયતી વર્ણવે છે.

કોઈ પણ દેશમાં કોઈ પણ સુધારા નીચે બધા માણસો સંપૂર્ણતા નથી પામ્યા. હિંદી સુધારાનું વલણ નીતિ દ્રઢ કરવા તરફ છે. પશ્ચિમના સુધારાનું વલણ અનીતિ દ્રઢ કરવા તરફ છે, તેથી તેને કુધારો કહ્યો. પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે, હિંદી સુધારો સેશ્વરી છે.

આમ સમજી–શ્રદ્ધા રાખી હિંદના દેશભક્તોએ હિંદી સુધારાને, જેમ બાળક માને વળગી રહે તેમ વળગી રહેવું ઘટે છે.

---

## પ્રકરણ ૧૪ મું.

## હિંદ કેમ છુટે?

વાચક:—સુધારા વિષે તમારા વિચાર સમજ્યો. તમારા કહેવા ઉપર ધ્યાન દેવું પડશે. એકદમ બધું ગ્રહણ કરાય એમ તમે નહિ માનો, એવી આશા પણ તમે નહિ રાખતા હો. તમારા આવા વિચાર પ્રમાણે હિંદને છુટવાનો શો ઉપાય તમે ધારો છો?

અધિપતિ:—મારા વિચાર એકદમ સહુ કબુલ કરે એવું હું ધારતોજ નથી. તમારા જેવા માણસો જે મારા વિચારો માગે તેને મારે જણાવવા એજ મારૂં કર્તવ્ય છે. પછી તે વિચારો તેવાને પસંદ પડે કે નહિ તે તો કાળે કરીનેજ જણાશે.

હિંદને છુટવાનાં ઉપાય તો ખરૂં જોતાં આપણે જોઇ ગયા, છતાં તે બીજે રૂપે જોયા. હવે આપણે સ્વરૂપે તપાસીએ.

જે કારણથી દરદી માંદો પડ્યો હોય તે કારણ દૂર કરે તો દરદી સાજો થાય, એ જગત્પ્રસિદ્ધ વાત છે. તેમજ જે કારણથી હિંદ ગુલામીમાં આવ્યું તે કારણ દૂર થાય તો તે બંધનમુક્ત થાય.

વાંચક:—હિંદનો સુધારો તમે ગણો છો તેમ સર્વોત્તમ છે, તો પછી તે કેમ ગુલામીમાં આવ્યું ?

અધિપતિ:—સુધારો તો મેં કહ્યો તેવોજ છે પણ એમ જોવામાં આવે છે કે બધા સુધારાની ઉપર આફતો આવ્યા કરે છે. જે સુધારો અચલિત છે તે છેવટે આફતને દૂર કરે છે. હિંદના બાળકમાં કચાશ હતી તેથી તે સુધારો ઘેરાયો. પણ ઘેરામાંથી છુટવાની તેની તાકાદ છે, એ તેનું ગૌરવ બતાવે છે.

વળી કંઈ આખું હિંદ તેમાં ઘેરાયલું નથી. જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે ને તેના પાસમાં આવ્યા છે તેજ ગુલામીમાં ઘેરાયા છે, આપણે જગત્‌ને આપણી દમડીના માપથી માપીએ છીએ. જો આપણે ગુલામ હોઈએ તો આપણે જગત્‌ને તેવું ધારી લઈએ છીએ. આપણે કંગાળ દશા ભોગવીએ તેથી આખું હિંદુસ્થાન તેવું છે એમ માનીએ છીએ. હકીકતમાં તેવું કંઇ નથી. છતાં આપણી ગુલામી તે દેશની છે એમ માનવું એ વાસ્તવિક છે. પણ ઉપલી વાત ધ્યાનમાં લઈએ તો આપણે સમજી શકીશું કે આપણી પોતાની ગુલામી જાય તો હિંદુસ્થાનની ગુલામી ગઈ સમજવી. આમાં તમને સ્વરાજ્યની વ્યાખ્યા હવે મળી રહેશે. આપણી ઉપર આપણે

રાજ્ય ભોગવીએ તેજ સ્વરાજ્ય છે, અને તે આપણી હથે-લીમાં છે.

તે સ્વરાજ્ય સ્વપ્નવત્ ન માનશો. મનથી માની બેસી રહેવાનું એ સ્વરાજ્ય નથી. એ તો એવું છે કે તમે ચાખ્યા પછી બીજાને તેનો સ્વાદ ચખાડવા માટે તમારી જીંદગી પર્યંત યત્ન કરશો. પણ મુખ્ય વાત તો દરેક જણે પોતાનું સ્વરાજ્ય ભોગવવાની છે. ડૂબતો બીજાને નહિ તારે, પણ તરતો તારશે. આપણે પોતે ગુલામ હોઈશું ને બીજાને છોડવવાની વાત કરીશું તો તે બનવાજોગ નથી.

પણ આટલેથી બસ નથી. હજુ આપણે આગળ વિચારવું પડશે.

તમને હવે એટલું તો જણાયું હશે કે અંગ્રેજને કાઢવા એવી નેમ આપણે રાખવાની જરૂર નથી. અંગ્રેજ જો હિંદી થઈને રહે તો આપણે તેનો સમાસ કરી શકીએ છીએ. અંગ્રેજ જો પોતાના સુધારા સહિત રહેવા માગે તો તેની જગ્યા હિંદમાં નથી. આવી દશા લાવવી તે આપણા હાથમાં છે.

વાંચક:—અંગ્રેજ હિંદી બને એ વાત તમે કરો છો તે ન બનવા જેવી છે.

અધિપતિ:—એમ આપણે કહેવું તે તો અંગ્રેજ માણસ નથી એમ કહેવા બરોબર થયું. તેઓ આપણા જેવા થાય કે નહિ તેની આપણને પરવા પણ નથી રહેતી. આપણે આપણું ઘર સાફ કરીએ, પછી તેમાં લાયક માણસજ રહેશે. બીજા પોતાની મેળે ચાલ્યા જશે. આવો અનુભવ તો દરેક માણસને થયો હશે.

વાંચકઃ—પણ આવું થયેલું તવારીખમાં તો નથી વાંચવામાં આવ્યું.

અધિપતિઃ—તવારીખમાં ન જોયું હોય તે ન બને એમ માનવું હીણપત છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટેજ છે.

દરેક દેશની સ્થિતિ એક હોતી નથી. હિંદુસ્તાનની સ્થિતિ વિચિત્ર છે. હિંદુસ્થાનનું બળ અતુલ છે. એટલે આપણે બીજા દેશોની તવારીખની સાથે સંબંધ થોડો છે. મેં તમને બતાવ્યું કે જ્યારે બીજા સુધારા રગદોળાઇ ગયા ત્યારે હિંદી સુધારાને આંચ નથી આવી.

વાંચકઃ—મને આ બધી વાત ઠીક નથી લાગતી. આપણે અંગ્રેજને લડીને કાઢવાજ પડશે, એમાં શક થોડોજ લાગે છે. તેઓ જ્યાં સુધી મુલકમાં છે ત્યાં સુધી જંપ નથી વળવાનો. 'પરાધીન સ્વપ્ને સુખી નહિ' એવું જોવામાં આવે છે. તેઓ છે, તેથી આપણે દુબળા થતા જઇએ છીએ. આપણું તેજ જતું રહ્યું છે, ને આપણા લોકો ગાભરા જેવા દિસે છે. તેઓ આપણા દેશ ઉપર કાળરૂપ છે. તે કાળને આપણે ગમે તેવા પ્રયત્ન કરીને નસાડયેજ છુટકો છે.

અધિપતિઃ—તમે મારૂં કહેવું બધું તમારા આવેશમાં ભૂલી ગયા છો. અંગ્રેજોને લાવ્યા આપણે, ને તેઓ રહે છે આપણે લીધે. આપણે તેમનો સુધારો ગ્રહણ કર્યો છે તેથી તે રહી શકે છે, એ કેમ ભૂલો છો? તેઓની ઉપર તમે તિરસ્કાર કરો છો તે તેઓના સુધારા ઉપર કરવો ઘટે છે. છતાં હવે ધારો કે આપણે લડાઈ કરી તેને કાઢીએ. તે કેમ થઇ શકશે?

વાંચક:—જેમ ઈટાલીએ કર્યું તેમ. મૅઝીનીએ અને ગૅરીબાલ્ડીએ કર્યું તે તો આપણાથી પણ કરાય. તેઓ મહાવીર થઈ ગયા, એની તમે ના પાડી શકશો ?

---

## પ્રકરણ ૧૫ મું.

---

## ઇટાલી અને હિંદ.

અધિપતિ:—તમે ઈટાલીનો દાખલો ભલો આપ્યો. મૅઝીની મહાત્મા હતો. ગૅરીબાલ્ડી ભારે યોદ્ધો થઈ ગયો. તે બન્ને પૂજનીય હતા. તેમાંથી આપણે બહુ શીખી શકીએ છીએ. છતાં ઈટાલીની દશા ને હિંદની દશા જૂદી છે.

પ્રથમ તો મૅઝીની અને ગૅરબાલ્ડી વચ્ચેનો તફાવત જાણવા જેવો છે. મૅઝીનીનો મનોરથ જૂદો હતો. મૅઝીનો જે ધારતો હતો તે ઈટાલીમાં નથી થયું. મૅઝીનીએ માણસ જાતની ફરજ વિષે લખતાં બતાવી આપ્યું છે કે દરેક માણસે સ્વરાજ્ય ભોગવતા થવું જોઈએ. એ તો તેને સ્વપ્નવત્ રહ્યું. ગૅરીબાલ્ડી તથા મૅઝીની વચ્ચે મતભેદ થયેલો તે યાદ રાખજો. વળી ગૅરીબાલ્ડીએ દરેક ઈટાલીયનને હથીયાર આપ્યાં ને દરેક ઈટાલીયને હથીયાર લીધાં.

ઈટાલી અને ઓસ્ટ્રીયા એ બેના સુધારા ભિન્ન ન હતા, એ તો 'કાકા કાકા'ના ગણાય. 'જૈસેકો તેસા' એવી વાત ઈટાલીની હતી. ઇટાલીને પરદેશી–ઓસ્ટ્રીઆની ધુંસરીમાંથી છોડવવું એવો ગેરીબાલ્ડીનો મોહ હતો. તેને અંગે તેણે કાવુરની મારફતે જે કાવત્રાં કર્યાં તે તેના શૌર્યને ઝાંખપ લગાડે છે.

અને અંતે ફળ શું આવ્યું ? ઇટાલીમાં ઈટાલીયન રાજ્ય કરે છે તેથી ઇટાલીની પ્રજા સુખી છે એમ તમે માનતા હો તો મારે તમને કહેવું જોઇએ કે તમે અંધારામાં ભમો છો. મૅઝીનીએ આબેહુબ બતાવી આપ્યું છે કે ઇટાલી કંઈ છુટ્યું નથી; ઈટાલીનો અર્થ વિકટર ઇમાન્યુઅલે એક કર્યો, ને મૅઝીનીએ બીજો કર્યો. ઈમાન્યુઅલ, કાવુર અને ગેરીબાલ્ડીના મનથી ઈટાલી એટલે ઇમેન્યુઅલ અથવા ઇટાલીનો રાજા અને તેના ખીજમતદાર. મૅઝીનીના વિચાર પ્રમાણે ઈટાલીના લોક—તેના ખેડુતો—એજ ઈટાલી. ઇમેન્યુએલ વિગેરે તેના નોકર. મૅઝીનીનું ઈટાલી હજી ગુલામ છે. પ્રજાકીય લડતને નામે ગણાતી લડાઇ એક રીતે બે રાજા વચ્ચે શેતરંજની બાજી હતી. ઈટાલીની પ્રજા તો માત્ર પાયદળ હતી, અને છે. ઈટાલીના મજુરો હજુ દુઃખી છે. ઈટાલીના મજૂરોની દાદ નથી સંભળાતી તેથી તે લોકો ખૂન કરે છે, સામે થાય છે, માથાં ફોડે છે ને તેમાં બંડ થવાની ધાસ્તી હજુ રહ્યાજ કરે છે. આમાં ઈટાલીને ઓસ્ટ્રીઆના જવાથી શો લાભ મળ્યો ? નામનોજ લાભ થયો, જે સુધારાને અર્થે જંગ મચ્યું એ સુધારા થયા નથી, પ્રજાની સ્થિતિ સુધરી નથી.

હિંદુસ્થાનની દશા આવી કરવાનો તમારો ઈરાદો નજ હોય. હું માનું છું કે તમારો વિચાર હિંદુસ્થાનના કરોડોને સુખી કરવાનો છે, નહિ કે તમારે ને મારે રાજ્યની લગામ હાથમાં લેવી છે. જો આમ હોય તો આપણે એકજ વિચાર કરવો ઘટશે તે એ કે પ્રજા કેમ સ્વતંત્ર બને.

તમે કબુલ કરશો કે કેટલાક દેશી રજવાડા નીચે પ્રજા

કચરાય છે. તેઓ અમલદારી લોકોને પીડે છે. તેઓનો જુલમ અંગ્રેજના કરતાં વધારે છે. આવો જુલમ તમારે હિંદુસ્થાનમાં જોઈતો હોય તો આપણો પાટો ઠેકાણેસર બેસે એમ છેજ નહીં.

મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતું કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ છુંદાય તેમ છુંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશી રાજાના જુલમ સામે તેમજ અંગ્રેજી જુલમ સામે ઝુઝીશ.

સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું. જો દેશનું હિત અંગ્રેજને હાથે થતું હોય તો હું આજે અંગ્રેજને નમીશ. જો કોઈ અંગ્રેજ કહેશે કે હિંદને છુટું કરવું, જુલમની સામે થવું, ને લોકોની સેવા કરવી તો તે અંગ્રેજને હું હિંદી તરીકે વધાવી લઈશ.

વળી ઈટાલીની જેમ હિંદને હથિયાર મળે ત્યારે હિંદ લડે. આ મહાભારત કામનો તમે વિચારજ નથી કર્યો જણાતો. અંગ્રેજ દારૂગોળે પૂરા છે. તેથી કંઈ ડર નથી લાગતો, પણ એમ તો જણાય છે કે તેનાં હથીઆર વતી તેની સાથે લડવું હશે તો હિંદને હથીયારબંધ કરવું જ જોઈશે. જો આ થઈ શકતું હોય તો તેને કેટલાં વરસો જોઈએ ? વળી હિંદી માત્રને હથીયારબંધ કરવા તે તો હિંદુસ્તાનને યુરોપની જેમ બનાવવા જેવું છે. તેમ થાય તો યુરોપના જે બેહાલ છે તે હિંદના થાય. ટુંકામાં હિંદે યુરોપનો સુધારો ગ્રહણ કરવો. આમજ થવાનું હોય તો સરસ વાત એ છે કે જેઓ તે સુધારામાં કુશળ છે તેનેજ રહેવા દઈએ. તેઓની સાથે થોડું ઘણું લડી કંઈક હક લઈશું, નહિ લઈશું ને દિવસ ગુજારશું.

પણ વાત તો એવી છે કે હિંદની પ્રજા કદી હથીયાર ધારણ નહિ કરે. ન કરે એ ઠીકજ છે.

વાંચક:—તમે બહુ આગળ વધ્યા. બધાને હથીયારબંધ થવાની જરૂર હોય નહી. આપણે પ્રથમ તો કેટલાક ખૂન કરી ત્રાસ છોડાવશું. પછી થોડા માણસો હથીયારબંધ તૈયાર થયા હશે તે ઉઘાડા લડશે. તેમાં પ્રથમ તો વીસ–પચીસેક લાખ હિંદી મરશે ખરા. પણ છેવટે આપણે દેશ હાથ કરીશું. આપણે ગેરીલા (બારવટીયાઓને મળતી) લડત ચલાવી અંગ્રેજને હરાવી દઈશું.

અધિપતિ:—તમારા વિચાર હિંદની પવિત્ર ભૂમિને રાક્ષસી બનાવવના લાગે છે. ખૂન કરીને હિંદને છોડવશું એવો વિચાર કરતાં તમને ત્રાસ કેમ નથી છૂટતો? ખૂન તો આપણે આપણું કરવું ઘટે છે, કેમકે આપણે બાયલા બન્યા છીએ ત્યારે ખૂનનો વિચાર કરીએ છીએ. આવું કામ કરી તમે કોને છોડાવશો? હિંદી પ્રજા એવું કદી ઈચ્છતી નથી. આપણા જેવા, જેણે અધમ સુધારારૂપી ભાંગ પીધી છે તેજ એવો વિચાર કેફમાં કરે છે. ખૂન કરીને જે રાજ્ય ભોગવશે તે પ્રજાને સુખી કરવાના નથી. જે ખૂન ધીંગરાએ કર્યું, જે ખૂન હિંદુસ્થાનમાં થયાં છે, તેથી ફાયદો થયો છે એમ માનતા હોય તે મોટી ભૂલ કરે છે. ધીંગરાને હું દેશાભિમાની ગણું છું, પણ તેની પ્રીતિ ઘેલી હતી. તેણે પોતાના શરીરનો ભોગ કુમાર્ગે આપ્યો છે. તેથી અંતે તો ગેરફાયદોજ છે.

વાંચક:—પણ તમારે એટલું તો કબૂલ કરવું પડશે કે અંગ્રેજ આ ખૂનથી ડરી ગયેલ છે અને લોર્ડ મોરલીએ જે આપ્યું છે તે આવી ધાસ્તીથી આપ્યું છે.

અધિપતિ:—અંગ્રેજ બીકણ પ્રજા છે તેમજ બહાદૂર છે. દારુગોળાની અસર તેની ઉપર તુરત થાય છે એ હું માનું છું. લૉર્ડ મોરલીએ જે આપ્યું છે તે ધાસ્તીથી અપાયું હોય એવો સંભવ છે. પણ ધાસ્તીથી મળેલી વસ્તુ ધાસ્તી હોય ત્યાં સુધી જ નભી શકે છે.

## પ્રકરણ ૧૬ મું.

## દારૂગોળો.

વાંચક:—ધાસ્તીથી અપાયલું ધાસ્તી હોય ત્યાં સુધીજ નભી શકે છે, એ વળી વિચિત્ર વાત કરી. આપ્યું તે આપ્યું. તેમાં વળી શો ફેરફાર થાય ?

અધિપતિ:—એમ નથી. ૧૮૫૭ નો રૂક્કો અપાયો તે બંડને અંતે, લોકશાંતિ જાળવવા સારૂ. જ્યારે શાંતિ થઈ અને લોકો ભોળા દીલના બની ગયા ત્યારે તેનો અર્થ ફર્યો. હું સજાની ધાસ્તીથી ચોરી ન કરૂં, તો જ્યારે સજાની ધાસ્તી જતી રહે ત્યારે ચોરી કરવાનું પાછું મન થશે ને હું ચોરી કરીશ. આ તો બહુ સાધારણ અનુભવ છે, તેમાં ઇન્કાર કરી શકાય એવું નથી. આપણે ધારી લીધું છે કે દમ ભરાવીને માણસો પાસેથી કામ લઇ શકાય છે અને તેથી આપણે એમ કરતા આવ્યા છીએ.

વાંચક:—આમ તમે બોલો છો તે તમારી વિરૂદ્ધ જાય છે એમ તમને નથી જણાતું ? તમારે કબુલ કરવું પડશે કે અંગ્રેજોએ પોતે જે કંઈ મેળવ્યું તે મારામારી કરીને મેળવ્યું

છે. તમે કહી ગયા છો કે તેઓએ મેળવેલું નકામું છે, એ મને યાદ છે. તેથી મારી દલીલને ધક્કો નથી પહોંચતો. તેઓએ નકામું મેળવવા ધાર્યું ને તે મેળવ્યું. મતલબ એ છે કે તેઓએ પોતાની ધારણા પાર પાડી. સાધન શું હતું તેની શી ફીકર છે? આપણી મુરાદ સરસ હોય તો આપણે ગમે તે સાધનથી, મારામારી કરીને પણ કેમ પાર ન પાડીએ? ચોર મારા ઘરમાં પેસે ત્યારે કંઇ હું સાધનનો વિચાર કરીશ? મારો ધર્મ તો તેને ગમે તેમ કરીને કાઢવાનો છે.

તમે કબુલ કરતા જણાવ છો કે આપણને અરજી કરતાં કશું મળ્યું નથી અને મળવાનું નથી. ત્યારે પછી મારીને કેમ ન લઇએ? જરૂર જણાશે તેટલી મારની બીક હમેશાં જારી રાખીશું. બચ્ચું આગમાં પગ મૂકે, તેને તેમાંથી બચાવવા આપણે તેની ઉપર દાબ રાખીએ તેમાં તમે પણ દોષ નહિ જોશો. જ્યાં ત્યાંથી આપણે તો કાર્યસિદ્ધિ કરી લેવાની છે.

અધિપતિઃ—તમે ઠીક દલીલ કરી છે. તે એવી છે કે તેથી ઘણા છેતરાયા છે. હું પણ તેવી દલીલ કરતો. પણ હવે મારી આંખ ખુલ્લી છે ને હું મારી ભૂલ જોઇને તમને તે બતાવવા મહેનત કરીશ.

પ્રથમ તો અંગ્રેજોએ જે મેળવ્યું તે મારામારી કરી મેળવ્યું, તેથી આપણે પણ તેમ કરી મેળવીયે; એ વિચાર લઇએ. અંગ્રેજે મારામારી કરી અને આપણે પણ કરી શકીએ, એ વાત તો બરાબર છે પણ જે વસ્તુ તેઓને મળી તેવીજ આપણે લઇ શકીએ છીએ. તમે કબુલ કરશો કે તેવું આપણને ન જ જોઇએ.

તમે માનો છો તેમ સાધન અને સાધ્ય—મુરાદ વચ્ચે સંબંધ નથી તે બહુજ મોટી ભુલ છે. એ ભૂલથી, જે ધર્મિષ્ટ

માણસો ગણાયા છે તેઓએ ઘોર કર્મ કર્યાં છે. એ તો કડવીનો વેલો વાવી તેમાંથી મોગરાના ફુલની ઇચ્છા રાખવા જેવું થયું. દરીયો ઓળંગવાનું સાધન વહાણુજ હોઇ શકે. જો ગાડું પાણીમાં ઝંપલાવું તો ગાડું અને હું બન્ને તળીયે જઇએ. જેવા દેવ તેવી પૂજા, એ બહુ વિચારવા જેવું વાક્ય છે. તેનો ખોટો અર્થ કરી માણસો ભરમાયા છે. સાધન એ સાધ્યનું બીજ છે; અને મેળવવાનું સાધ્ય એ ઝાડ છે. એટલે જેટલો સંબંધ બીજ અને ઝાડ વચ્ચે છે તેટલો સાધન અને સાધ્ય વચ્ચે છે. સેતાનને ભજીને હું ઈશ્વર-ભજનનું ફળ મેળવું એ બનવાજોગ નથી. એટલે એમ કહેવું કે આપણે તો ઇશ્વરને જ ભજવો છે, સાધન ભલે સેતાન હોય, એ તો તદ્દન અજ્ઞાનની વાત છે. જેવી કરણી તેવી પાર ઉતરણી છે. અંગ્રેજોએ મારામારી કરીને ૧૮૩૩માં વોટના વિશેષ હકો લીધા. શું મારામારી કર્યાથી તેઓ પોતાની ફરજ વધારે સારીરીતે સમજી શક્યા? તેઓની ધારણા હક મેળવવાની હતી. તે તેઓએ મારામારી કરીને મેળવ્યા. ખરા હક ફરજનું ફળ છે, તે તેઓએ નથી મેળવ્યા. પરિણામ એ આવ્યું છે કે સહુ હક મેળવવા મથ્યા છે, ફરજ ઉંઘી ગઇ છે. જ્યાં બધા હકની વાત કરે, ત્યાં કોણ કોને આપે? તેઓ કશી ફરજ નથી બજાવતા એમ કહેવાનો હેતુ અહીં નથી. પણ જે હક તેઓ માંગતા હતા તેને લઇને બજાવવાની ફરજ તેઓએ બજાવી નથી. તેઓએ લાયકાત મેળવી નથી, તેથી તેઓના હક તેઓને ગળે ધુંસરી રૂપ થઈ પડયા છે. એટલે જે તેઓને મળ્યું છે, તે તેઓના સાધનનુંજ પરિણામ છે. તેઓને જેવું જોઇતું હતું તેવાં સાધન તેઓએ વાપર્યાં.

મારે તમારી પાસેથી તમારી ઘડીયાળ છીનવી લેવી હશે તો મારે બેશક તમારી સાથે મારામારી કરવી પડશે. પણ જો મારે તમારી ઘડીયાળ વેચાતી લેવી હશે તો તમને દામ આપવા પડશે. જો મારે બક્ષીસ લેવી હશે તો મારે કરગરવું પડશે. ઘડીયાળ મેળવવામાં મેં જે સાધન વાપર્યું તે પ્રમાણે તે ચોરીનો માલ, મારો માલ કે બક્ષિસ એમ થયું. ત્રણ સાધનનાં ત્રણ જુદા જુદા પરિણામ આવ્યાં હવે તમે કેમ કહી શકશો કે સાધનની ફિકર નથી ?

હવે ચોરને કાઢવાનો દાખલો લઈએ. હું તમારા વિચારને મળતો નથી કે ચોરને કાઢવામાં ગમે તે સાધન વાપરી શકાય છે.

જો મારા ઘરમાં મારો બાપ ચોરી કરવા આવશે તો હું એક સાધન વાપરીશ. તેજ સાધન મારો કોઈ ઓળખીતો ચોરી કરવા આવ્યો હશે તો નહિ વાપરૂં. વળી કોઈ અજાણ્યો માણસ આવ્યો હશે તો ત્રીજું સાધન વાપરીશ. જો તે માણસ ગોરો હશે તો એક સાધન, હિંદી હશે તો બીજું સાધન, એમ પણ વખતે તમે તો કહેશો. જો કોઈ મુડદાલ છોકરો ચોરી કરવા આવ્યો હશે તો વળી તદ્દન જુદું સાધન વાપરીશ. જો તે મારો બરોબરીયો હશે તો વળી કંઈ જુદું. અને જો તે માણસ હથીયારબંધ જોરાવર હશે તો હું છાનો સૂતો રહીશ. આમાં બાપથી માંડીને બળીયાની વચ્ચે જુદાં સાધનો વપરાશે. બાપ હશે તો પણ મને લાગે છે કે હું સૂતો રહીશ અને પેલો હથીયારવાળો બળીઓ હશે તો પણ સૂતો રહીશ. બાપમાં પણ બળ છે, હથીયારબંધ માણસમાં પણ બળ છે, બન્ને

બળને વશ રહી હું મારી વસ્તુ જતી કરીશ. બાપનું બળ મને દયાથી રોવરાવશે, હથીયારનું બળ મારા મનમાં રોષ ઉત્પન્ન કરશે. અમે કટ્ટા દુશ્મન થઇશું. આવી કફોડી દશા છે. આ દાખલાઓ ઉપરથી આપણે બન્ને સાધનના નિશ્ચય ઉપર તો નહિ આવી શકીએ. મને તો બધા ચોરના સંબંધમાં શું કરવું એ સુઝી આવે છે. પણ તે ઇલાજ તમને ભડકાવે, તેથી હું તમારી પાસે મુકતો નથી. તમે સમજી લેજો અને નહિ સમજો તો દરેક વખતે જુદાં સાધન તમારે લેવાં પડશે. પણ તમે એટલું તો જોયું કે ચોરને કાઢવાનું ગમે તે સાધન કામ નહિ આવે. અને જેવું સાધન લેશો તેવું પરિણામ આવશે. તમારો ધર્મ ગમે તેમ કરીને ચોરને કાઢવાનો નથીજ.

જરા આગળ વધીએ. પેલો હથીયારબળીઓ તમારી વસ્તુ લઇ ગયો છે. તમે તે યાદ રાખી. તમને ગુસ્સો છે. તે લુચ્ચાને તમારે સારૂ નહિ, પણ લોક-કલ્યાણ સારૂ શીક્ષા કરવા માંગો છો. તમે શસ્ત્રવાળા માણસો એકઠા કર્યા. તેના ઘર ઉપર તમે ચઢી ગયા. તેને ખબર પડી. તે નાઠો. તેણે બીજા લૂંટારા એકઠા કર્યા. તે પણ ખીજાયો છે. તેણે તમારૂં ઘર ધોળે દહાડે લૂંટવાનું કહેણ હવે તો મોકલ્યું છે. તમે બળવાન્ છો. ડરતા નથી. તમે તમારી તૈયારીમાં છો. દરમ્યાન લૂંટારો તમારી આસપાસના લોકોને કનડે છે. તેઓ તમારી પાસે ફરીયાદ કરે છે. તમે કહો છો, "હું તમારે સારૂ આ બધું તો કરૂં છું. મારો માલ ગયો તે તો કંઇજ વીસાતની વાત ન હતી." લોકો કહે છે: "પહેલાં તો અમને તે નજ લુંટતો. તમે તેની સાથે લડાઇ શરૂ કરી ત્યારથી તેણે આ શરૂ કર્યું છે." તમે સપડાયા

છો. ગરીબ ઉપર તમને રહેમ છે. તેઓની વાત સાચી છે. હવે શું કરવું ? લૂંટારાને છોડવો ? તેમાં તો તમારી લાજ જાય. લાજ તો સહુને વહાલી હોય. તમે ગરીબોને કહો છો: " ફિકર નહિ. આવો, મારૂં ધન તે તમારૂં છે. હું તમને હથીયાર આપું છું. તમને તેનો ઉપયોગ શીખવીશ, ને તમે બદમાશને મારજો, મેલશો માં." આમ સંગ્રામ વધ્યું. લૂંટારા વધ્યા. લોકોએ હાથે ચોળીને આંખ લાલ કરી. ચોરની ઉપર વેર લેવાનું પરિણામ એ આવ્યું કે ઉંઘ વેચી ઉજાગરો લીધો. શાંતિ હતી ત્યાં અશાંતિ થઇ. પહેલાં તો મોત આવતું ત્યારે મરતા. હવે તો સદાય મરવાનો દહાડો આવ્યો. હિંમતવાન મટી નાહિંમત બન્યા. આમાં કંઈ વધારે પડતો ચિતાર નથી આપ્યો, એમ તમે ધીરજથી જોઇ શકશો. આ એક સાધન.

હવે બીજું સાધન તપાસીએ. ચોરને તમે અજ્ઞાન ગણ્યો. કોઇ વેળા લાગ આવશે તો તમે તેને સમજાવવા ધાર્યું છે. તમે વિચાર્યું કે તે પણ આદમજાત છે. તેણે શા હેતુથી ચોરી કરી તે તમે કેમ જાણો ? તમે મનસૂબો કર્યો કે જ્યારે સમય આવશે ત્યારે તમે તેનામાંથી ચોરીનું બીજ જ કાઢશો. આમ તમે ખ્યાલ કરો છો તેવામાં તો ભાઇ સાહેબ પાછા ચોરી કરવા આવ્યા. તમે ગુસ્સે ન થયા. તમે તેની ઉપર દયા ખાધી. તમને લાગ્યું કે આ માણસ દરદી છે: તમે બારી-બારણાં ખુલ્લાં મૂક્યાં. તમે સુવાની જગ્યા બદલી. તમારી જણસો ઝટ લેવાય તેમ રાખી. ચોર આવ્યો. તે ગભરાયો. આ તો તેણે નવું જોયું. માલ તો લઈ ગયો, પણ તેનું મન ચકડોળે ચઢયું. તેણે ગામમાં તપાસ કરી, તમારી દયાની તેને

ભાનુ થઇ. એ પસ્તાયો. ને તમારી માફી માગી. તમારી જણસ પાછી લાવ્યો. તેણે ચોરીનો ધંધો છાડ્યો. તમારો તે સેવક બન્યો. તમે તેને ધંધે વળગાડ્યો. આ બીજું સાધન. તમે જુવો છો કે જુદા સાધનથી જુદું પરિણામ આવે છે. બધા ચોર આમજ વર્ત્તે અથવા બધામાં તમારા જેવો દયાભાવ હોય એમ આમાંથી હું સાબેત કરવા નથી માગતો. પણ એટલુંજ બતાવવા માગું છું કે સારાં પરિણામ લાવવાને સારાં સાધન જ જોઇએ. અને હમેશાં નહિ તો ઘણેખરે ભાગે હથીયાર બળ કરતાં દયાબળ વધારે જોરાવર છે. હથીયારમાં હાની છે. દયામાં કદી નથી.

હવે અરજીની વાત લઇએ. જેની પછવાડે બળ નથી તે અરજી નકામી છે, એ શંકા વિનાની વાત છે. છતાં મરહુમ જસ્ટીસ રાનાડે કહેતા કે અરજી એ લોકોને કેળવવાનું સાધન છે. તેથી લોકોને પોતાની સ્થિતિનું ભાન આપી શકાય છે, ને રાજકર્તાને ચેતવણી આપી શકાય છે. આમ વિચારતાં અરજી એ નકામી વસ્તુ નથી. બરોબરીઓ માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે, અને તે પોતાની માગણી અરજીરૂપે જાહેર કરે તે તેની ખાનદાની બતાવે છે.

અરજી પાછળ બે પ્રકારનાં બળ હોય છે. એક તો "નહિ આપો તો તમને મારશું." આ દારૂગોળાનું બળ છે. તેનું ખરાબ પરિણામ આપણે જોઇ ગયા. બીજું બળ તો આ છે "તમે નહિ આપો તો અમે તમારા અરજદાર નહિ રહીએ.

અમે અરજદાર હોઇશું તો તમે બાદશાહ રહેશો. અમે તમારી સાથે નહિ રમીએ." આ બળને દયાબળ કહો, આત્મબળ કહો કે સત્યાગ્રહ કહો. તે બળ અવિનાશી છે, ને તે બળ વાપરનાર પોતાની સ્થિતિ ખરેખર સમજનારો છે. તેનો સમાવેશ આપણા ઘરડાઓએ 'એક નન્નો છત્રીસ રોગને હરે' તેમાં કર્યો છે. તે બળ જેનામાં છે તેની પાસે હથીયારબળ કામ કરી શકતું જ નથી.

બચ્ચું આગમાં પગ મૂકે તેને દબાવવાની વાતનો દાખલો તપાસતાં તમે હારી જવાના છો. તમે બચ્ચાંની ઉપર શું કરો છો? કદી માનો કે બચ્ચું તમારી સામે એવું જોર કરી શકે કે તમને તે મારીને આગમાં જશે, આગમાં જતો તે અટકશેજ નહિ. એનો ઉપાય તમારી પાસે આ છે:—કાંતો આગમાં જતું અટકાવવા તમારે તેનો પ્રાણ લેવો, અથવા તો તેને આગમાં જતું તમે નથી જોઈ શકતા, તેથી તમે તેને તમારો પ્રાણ આપો. તમે બચ્ચાનો પ્રાણ તો નથી જ લેવાના. તમારામાં દયાભાવ સંપૂર્ણ નહિ હોય તો તમે તમારો પ્રાણ નહિ આપો એવો સંભવ છે. તો તમે લાચારીથી બચ્ચાને આગમાં જવા દેશો. એટલે તમે બચ્ચાની ઉપર હથીયારબળ નથી વાપરતા. બચ્ચાને તમે બીજી રીતે રોકી શકો તો રોકો છો. પણ તે હથીઆરબળ છે એમ ન માની લેજો. એ બળ જુદાજ પ્રકારનું છે. તેજ સમજી લેવાનું રહ્યું છે.

વળી બચ્ચાને અટકાવવામાં તમે માત્ર બચ્ચાનો સ્વાર્થ જુઓ છો. જેની ઉપર તમે અંકુશ મુકવા માગો છો, તેના જ સ્વાર્થને ખાતર તમે અંકુશ મુકશો. આ દાખલો અંગ્રેજોને

લાગુ પડતોજ નથી. તમે અંગ્રેજની ઉપર હથીયારબળ વાપરવા માગો તેમાં તમારો જ એટલે પ્રજાનો સ્વાર્થ જુઓ છો. તેમાં દયા લેશ માત્ર નથી. જો તમે એમ કહો કે અંગ્રેજ અધમ કામ કરે છે, તે આગ છે, તે આગમાં અજ્ઞાનથી જાય છે, તેમાંથી તમે દયા ખાઇને અજ્ઞાનીને એટલે બચ્ચાને બચાંવવા માંગો છો તો તે અખતરો અજમાવવા તમારે જ્યાં જ્યાં જે જે માણુસ અધમ કામ કરતા હોય ત્યાં ત્યાં પહોંચવું પડશે, અને ત્યાં ત્યાં સામેનાનો-બચ્ચાનો પ્રાણુ લેવાને બદલે તમારો પ્રાણુ હોમવો પડશે. એટલો પુરૂષાર્થ કરવા ધારો તો તમે મુખત્યાર છો. વાત અસંભવિત છે.

## પ્રકરણ ૧૭ મું.

### સત્યાગ્રહ—આત્મબળ.

વાંચક:—તમે જે સત્યાગ્રહ અથવા આત્મબળની વાત કરો છો, તેનો કંઈ ઐતિહાસિક પુરાવો છે? આજ લગી એક પણુ પ્રજા તેવા બળથી ચઢી હોય તેવું જોવામાં નથી આવતું. મારઝાડ વિના દુષ્ટ સીધા રહેજ નહીં, એવી પ્રતીતિ હજી પણુ રહ્યા કરે છે.

અધિપતિ:—કવિ તુળસીદાસજીએ ગાયું છે કે "દયા ધર્મકો મૂળ હૈ, પાપ મૂલ અભિમાન, તુલસી દયા ન છાંડીએ, જબ લગ ઘટમેં પ્રાન:" મને તો આ વાકય શાસ્રવચન જેવું જણાય છે. જેમ બે ને બે તે ચારજ હોય, તેટલો ભરૂસો ઉપરના વાક્ય ઉપર પડે છે. દયાબળ તે આત્મબળ છે, તે

સત્યાગ્રહ છે. અને આ બળના પુરાવા ડગલે ડગલે નજરે આવી રહે છે. તે બળ ન હોત તો પૃથ્વી રસાતળ થઇ ગઈ હત.

પણ તમે તો ઐતિહાસિક પુરાવો માંગોછો. એટલે આપણે ઈતિહાસ કોને કહીએ છીએ તે જાણવું પડશે.

"ઈતિહાસ"નો શબ્દાર્થ "આમ થઈ ગયું" એ છે. એ અર્થ કરીએ તો તમને સત્યાગ્રહનાં પ્રમાણ પુષ્કળ આપી શકાશે. જે અંગ્રેજી શબ્દનો 'ઈતિહાસ' એ તરજુમો છે અને જે શબ્દનો અર્થ બાદશાહની તવારીખ છે, તે અર્થ લેતાં સત્યાગ્રહનું પ્રમાણ હોઈ ન શકે. કથીરની ખાણમાં તમે ચાંદી શોધશો તે કેમ મળશે? 'હિસ્ટરી'માં દુનીયાના કોળાહળ-નીજ કહાણી મળશે. તેથી ગોરા લોકમાં કહેવત છે કે જે પ્રજાને 'હિસ્ટરી' (કોલાહલ) નથી તે પ્રજા સુખી છે. રાજાઓ કેમ રહેતા, તેઓ કેમ ખૂન કરતા, તેઓ કેમ વેર બાંધતા એ બધું 'હિસ્ટરી'માં મળી આવે છે. જો આજ ઈતિહાસ હોય, જો આટલું જ થયું હોય તો દુનિયા કયારની ડુબી ગઈ હોય. જો દુનીયાની કથા લડાઈથી શરૂ થતી હોય તો આજે એક પણ માણુસ જીવતો ન હોય. જે પ્રજા લડાઇનો જ ભોગ થઈ પડી છે તેની એવીજ દશા થઈ છે. ઓસ્ટ્રેલીયાના હબસી લોકોનું નિકંદન થઈ ગયું છે. તેઓમાંના ભાગ્યેજ કોઇને ઓસ્ટ્રેલી-યાના ગોરાઓએ જીવવા દીધા છે. જેઓની જડ નીકળી ગઈ છે તેઓ સત્યાગ્રહી ન હતા. જે જીવશે તે જોશે કે ઓસ્ટ્રેલી-યાના ગોરાના પણ તેવાજ હાલ થશે. "જેઓ તલવાર ચલાવે છે તેમનું મોત તલવારથીજ થાય છે." "તારાનું મોત પાણીમાં," એવી આપણામાં કહેતીઓ છે.

દુનિયામાં આટલાબધા માણુસો હજુ છે એ જણાવે છે કે દુનિયાનું બંધારણ હથીયારબળ ઉપર નથી. પણ સત્ય, દયા કે આત્મબળ ઉપરજ છે. એટલે મોટો ઐતિહાસિક પુરાવો તો એજ છે કે દુનીયા લડાઇના હંગામો છતાં નભી છે; એટલે લડાઇના બળ કરતાં બીજું બળ તેનો આધાર છે.

હજારો બલ્કે લાખો માણુસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબોના કલેશનો સમાવેશ પ્રેમ-ભાવનામાં થઈ જાય છે. સેંકડો પ્રજા સંપથી રહેલી છે, એની નોંધ ઇતિહાસે લીધી નથી, લઈ પણ ન શકે. જયાં આ દયાનો, પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે, તેમાં ભંગાણુ પડે છે, ત્યારે જ તેની નોંધ તવારીખે ચઢે છે. એક કુટુંબના બે ભાઇ લડયા. તેમાં એકે બીજા સામે સત્યાગ્રહ વાપર્યો. બન્ને પાછા સંપી રહેવા લાગ્યા. આની નોંધ કોણુ લે છે ? જો બન્ને ભાઇઓ, વકીલોની મદદથી કે એવાં બીજાં કારણોથી વેરભાવ વધતાં તેઓ હથીયારથી કે અદાલતો ( અદાલત એક પ્રકારનું હથીયાર બળ છે.) થી લડત તો તેઓનાં નામ છાપે ચડત, આડોશી પાડોશી જાણુત, અને વખતે તવારીખમાં નોંધાત. જેમ કુટુંબોમાં, જેમ જમાતોમાં, જેમ સંઘોમાં, તેમજ પ્રજામાં સમજી લેવું. કુટુંબોમાં એક કાયદો અને પ્રજામાં બીજો એમ માનવાનું કંઈજ કારણુ નથી. ‘ ઇતિહાસ ’ એ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

વાંચક:—તમે કહો છો એ પ્રમાણે તો સમજાય છે કે સત્યાગ્રહના દાખલા ઇતિહાસે નજ ચઢી શકે. આ સત્યાગ્રહ

વધારે સમજવાની જરૂર છે. તમે શું કહેવા માગો છો તે વધારે ચોખવટ કરી સમજાવો તો સારૂ.

અધિપતિ:—સત્યાગ્રહ અથવા આત્મબળ એનું અંગ્રેજી 'પેસીવ રીઝિસ્ટન્સ' એમ કહેવાય છે. એ શબ્દ જે માણસોએ પોતાના હક મેળવવા પોતે દુ:ખ સહન કરેલું તે રીતને લાગુ પાડવામાં આવેલો છે. એનો હેતુ લડાઇ બળનો વિરોધી છે. જ્યારે મને કંઇ કામ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરૂં, તેમાં હું સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું.

દાખલા તરીકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો, તે મને પસંદ નથી. ત્યારે હું સરકારની ઉપર હુમલો કરી કાયદો રદ કરાવું તો મેં શરીરબળ વાપર્યું. જો હું તે કાયદો કબુલ જ ન કરૂં ને તેને લીધે પડતી સજા ભોગવી લઉં, તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું.

આપભોગ આપવો એ પરભોગ કરતાં ઘણો સરસ છે, એમ સહુ કોઇ કહેશે. વળી સત્યાગ્રહથી લડતાં જો લડત ખોટી હોય તો માત્ર લડત લેનાર દુ:ખ ભોગવે છે. એટલે પોતાની ભૂલની સજા પોતે ઉઠાવે છે. એવા ઘણા બનાવો થઇ ગયા છે કે જેમાં માણસો ભૂલથી સામે થયેલા. કોઇપણ માણસ બેધડક રીતે નથી કહી શકતો કે અમુક કાર્ય સારૂં અથવા ખરાબજ છે. પણ જ્યારે તેને તે ખરાબ લાગ્યું ત્યારે તેને સારૂં તો તે ખરાબજ છે. એમ છે તો તેણે તે ન કરવું ને તેમ કરતાં દુ:ખ ભોગવવું. આ સત્યાગ્રહની ચાવી છે.

વાંચક:—ત્યારે તો તમે કાયદાની સામે થાઓ છો ? આ તો

બેવફાઈ ગણાય. આપણે તો હમેશાં કાયદાને માન આપનારી પ્રજા ગણાઇએ છીએ. તમે તો એકસ્ટ્રીમીસ્ટથી પણ આઘે જનારા જણાઓ છો. એકસ્ટ્રીમીસ્ટ પણ કહે છે કે થયેલા કાયદાને તો માન આપવુંજ જોઇએ. પરંતુ કાયદા ખરાબ છે તેથી કાયદા કરનારને મારી હાંકી કાઢવા.

અધિપતિઃ—હું આઘે જાઉં છું કે પાછો રહુંછું તેની તમારે કે મારે દરકાર હોય નહિ. આપણે તો જે સારૂં છે તે શોધવા, ને તે પ્રમાણે વર્તવા માગીએ છીએ.

આપણે કાયદાને માન આપનારી પ્રજા છીએ, તેનો ખરો અર્થ તો એ છે કે આપણે સત્યાગ્રહી પ્રજા છીએ. કાયદા પસંદ ન પડે ત્યારે આપણે કાયદા કરનારનું માથું નથી તોડતા, પણ આપણે તે રદ કરાવવા સારૂ લાંઘીએ છીએ.

આપણે સારા કે નઠારા કાયદા કબૂલ કરી લઇએ છીએ એ અર્થ તો આજકાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કંઈ ન હતું. જે મરજીમાં આવે તે કાયદા લોકો તોડતા ને તેની સજા ઉઠાવી લેતા.

કાયદા આપણને પસંદ ન હોય છતાં તે પ્રમાણે આપણે ચાલવું એવું શીક્ષણ મર્દાઈથી વિરૂદ્ધ છે, ધર્મવિરૂદ્ધ છે, ને ગુલામીની હદ છે.

સરકાર તો કહેશે કે આપણે નાગા થઇને નાચવું. તો શું આપણે નાચીશું ? સત્યાગ્રહી હોઉં તો હું સરકારને કહું: "એ કાયદો તમારા ઘરમાં રાખો, હું તમારી પાસે નાગો નથી થનારો ને નાચનારો પણ નથી." છતાં આપણે એવા બેભાન અને રાંક બની ગયા છીએ કે સરકારના જોહુકમ પછવાડે

નાગા થઇ નાચવા કરતાં વધારે હલકાં કામ કરીએ છીએ.

જે માણુસ પોતે માણુસાઇમાં છે, જેને ખુદાનોજ ડર છે તે બીજાથી ડરવાનો નથી. તેને બીજાના કરેલા કાયદા બંધનકર્તા નથી. સરકાર પણ બીચારી એમ તો નથી કહેતી કે "તમારે આમ કરવું જ પડશે." તે તો કહે છે કે "તમે આમ નહિ કરો તો તમને સજા થશે." આપણે અધમ દશામાં માની લઇએ છીએ કે આપણે 'આમ કરવું' એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે.

જો લોકો એકવાર શીખી લે કે આપણને અન્યાયી લાગે તે કાયદાને માન આપવું એ નામર્દાઇ છે તો પછી આપણને કોઇનો જુલમ બંધન કરી શકતો નથી. તે સ્વરાજ્યની ચાવી છે.

ઘણા માણુસોએ કહ્યું એ થોડાએ કબુલ કરવું તે અનીશ્વરી વાર્તા છે, તે વ્હેમ છે: એવા દાખલા હજારો મળી આવશે કે જેમાં ઘણાએ કહ્યું તે ખોટું હોય, અને થોડાએ કહ્યું એજ સાચું હોય. સઘળા સુધારા• ઘણા માણુસોની સામે થઇને થોડા માણુસોએ દાખલ કરાવ્યા છે. ઠગના ગામમાં ઘણા કહેશે કે ઠગવિદ્યા શીખવીજ જોઇએ. તો શું એક સાધુ હશે તે પણ ઠગ બનશે ? નહિ, નહિ. અન્યાયી કાયદાને માન આપવું જોઇએ એ વહેમ જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી આપણી ગુલામી જનારી જ નથી. અને આવો વહેમ માત્ર સત્યાગ્રહી જ દૂર કરી શકે.

શરીરબળ વાપરવું, દારૂગોળો લગાવવો તે તો આપણા ઉપલા કાનુનને ખલેલ પહોંચાડે છે. તેનો અર્થ તો એમ થયો કે

આપણને પસંદ છે તે સામા માણસ પાસે આપણે કરાવવા માગીએ છીએ. જો એ બરોબર હોય તો પછી સામેનો માણસ પોતાનું કહેલું કરાવવા આપણી ઉપર દારૂગોળો ચલાવવા અધિકારી છે. આમ કરતાં કોઈ દહાડો આપણે બંદરે પહોંચીએ જ નહિ. ઘાંચીના બળદની માફક આંખે પાટા હોવાથી માની લઈએ કે આગળ વધીએ છીએ તો ભલે, પણ ખરૂં જોતાં તો તે બળદની જેમ આપણે તેજ કુંડાળાની પ્રદક્ષિણા કર્યા કરવાના. જેઓ એમ માને છે કે પોતાને નાપસંદ કાયદાને માન આપવા માણસ જાત બંધાયલ નથી તેમને તો સત્યાગ્રહ એજ સાધન ખરૂં માનવું જોઇએ. નહિ તો મહા વિકટ પરિણામ આવે.

વાંચકઃ—તમે જે કહો છે તેમાંથી હું એમ જોઉં છું કે સત્યાગ્રહ નબળા માણસને ઠીક કામનું છે. તેઓ જ્યારે સબળા થાય ત્યારે તો તોપ ચલાવે.

અધિપતિઃ—આ તો તમે બહુ અજ્ઞાનની વાત કરી. સત્યાગ્રહ તે સર્વોપરી છે. તે તોપબળ કરતાં વધારે કામ કરે છે, તો પછી નબળાનું હથીયાર કેમ ગણી શકાય? સત્યાગ્રહને સારૂ જે હિંમત અને મર્દાની ઘટે છે તે તોપબળીઆ પાસે હોઈ શકેજ નહિ. શું તમે એમ માનો છો કે નમાલો માણસ પોતાને નાપસંદ કાયદાનો ભંગ કરી શકશે? એકસ્ટ્રીમીસ્ટ તોપબળીઆ છે, તેઓ ક્યાં કાયદાને માન આપવાની વાત કરી રહ્યા છે? તેઓનો દોષ હું કાઢતો નથી. તેઓથી બીજી વાત થાયજ નહિ. તેઓ પોતે જ્યારે અંગ્રેજને મારી રાજ્ય કરે ત્યારે મારી તમારી પાસે કાયદાને માન અપાવવા માગે છે. તેમના ધોરણને તેજ વાત છાજે. પણ સત્યાગ્રહી તો કહેશે

કે જે કાયદા તેને પસંદ નહિ હોય તેને તે કબુલ નાહ કરે, પછી ભલે તેને તોપને મ્હોડે બાંધે!

તમે શું માનો છો? તોપ વછોડી સેંકડોને મારવામાં હિંમત જોઇએ છે કે તોપને મ્હોડે હસતે ચહેરે મરવામાં હિંમત જોઇએ છે? પોતે મ્હોત માથે લઈ ફરે છે તે રણવીર કે બીજાંનાં મ્હોત પોતાના હાથમાં રાખે છે તે?

નામર્દ માણસથી એક ઘડીભર સત્યાગ્રહી રહેવાય નહિ એ ખચિત માનજો. હા, એ ખરૂં કે શરીરે ક્ષીણ હોય તે પણ સત્યાગ્રહી થઈ શકે. એક માણસ પણ થઈ શકે અને લાખો માણસો પણ થઈ શકે. ભાઈ માણસ થઇ શકે તેમ બાઈ માણસ પણ થઈ શકે. તેને લશ્કરો તૈયાર કરવાની જરૂર નથી પડતી. તેને મલકૂસ્તી શીખવાની જરૂર નથી પડતી. તેણે પોતાના મનની ઉપર કાબુ લીધો એટલે તે વનરાજ સિંહની માફક ગર્જના કરી શકે છે ને તેની ગર્જનાથી દુશ્મન થઈ બેઠા હોય તેનાં હૃદય ચીરાય છે.

સત્યાગ્રહ એ સર્વધારી તલવાર છે. તેં જેમ વાપરો તેમ વપરાય છે. વાપરનાર તથા જેની ઉપર તે વપરાય છે તે સુખી થાય છે તે લોહી કાઢતી નથી છતાં પરિણામ તેથી પણ ભારે લાવી શકે છે. તેને કાટ ચઢી શકતો નથી. તે કોઈ લઈ જઈ શકતું નથી. સત્યાગ્રહી જો હરીફાઈ કરે તો પણ તેમાં થાક ચડેજ નહિ. સત્યાગ્રહીની તલવારને મ્યાનની જરૂર ન મળે. તે કોઈથી છીનવી શકાતી નથી. છતાં તમે સત્યાગ્રહને નબળાનું હથીયાર છે એમ ગણો એ તો કેવળ અંધેર કારખાનું જ ગણાય.

વાંચક:—તમે કહ્યું કે હિંદુસ્તાનનું તે ખાસ હથીઆર છે, તો શું હિંદુસ્તાનમાં તોપબળ નથી ચાલ્યું ?

અધિપતિ:—તમારે મન હિંદુસ્તાન એટલે ખોબા જેટલા રાજાઓ છે. મારે મન તો હિંદુસ્તાન તે કરોડો ખેડુતો છે કે જેના આધારે રાજા તથા આપણે બધાં વસીએ છીએ.

રાજાઓ તો હથીયાર વાપરશેજ. તેમની તો તે રીત પડી. તેમને તો હુકમ ચલાવવો છે. પણ હુકમ ઉઠાવનારને તોપ બળની જરૂર નથી. દુનીયાનો મ્હોટો ભાગ હુકમ ઉઠાવનારો છે. તેઓને કાંતો તોપબળ કે સત્યાગ્રહબળ શાખવવું જોઈએ. તેઓ જ્યાં તોપબળ શીખે છે ત્યાં રાજા પ્રજા બન્ને ગાંડા જેવા બની જાય છે. જ્યાં હુકમ ઉઠાવનારા સત્યાગ્રહ શીખ્યા છે ત્યાં રાજાનો જૂલમ તેની ત્રણ ગજની તલવારથી છેટો જઈ શકતો નથી, ને હુકમ ઉઠાવનારે અન્યાયી હુકમની દરકાર કરી નથી. ખેડુતો કોઈના તલવારબળને વશ થયા નથી, ને થવાના નથી. તેઓને તલવાર વાપરતા આવડતી નથી. બીજાની તલવારથી તેઓ ડરતા નથી. મ્હોતને હમેશાં પોતાનો તકીઓ કરી સૂનારી તે મહાન પ્રજા છે. તેણે મ્હોતનો ડર છોડયો છે, એટલે બધાનો ડર છોડયો છે. આ ચિત્ર હું કંઈક વધારે પડતું આપું છું, એ બરાબર છે પણ આપણે જે તલવારના બળથી છક થઈ ગયા છીએ તેને સારૂ એ ચિત્ર વધારે પડતું નથી.

વાત એ છે કે ખેડુતોએ, પ્રજામંડળે પોતાના તેમજ રાજ્ય કારભારમાં સત્યાગ્રહ વાપરેલ છે. જ્યારે રાજા જુલમ કરે છે, ત્યારે રૈયત રીસાય છે. એ સત્યાગ્રહ છે.

મને ખ્યાલ છે કે એક રાજસ્થાનમાં રૈયતને અમુક હુકમ

પસંદ નહિ પડયો તેથી રૈયતે ગામ ખાલી કરવાનું શરૂ કર્યું. રાજા ગભરાયો, તેણે રૈયતની પાસે માફી માગી, ને હુકમ પાછો ખેંચ્યો. આવા દાખલા તો ઘણા મળી શકે છે. પણ તે મુખ્યત્વે કરીને ભારતભૂમિનોજ પાક હોય. આવી જ્યાં રૈયત છે ત્યાં સ્વરાજ્ય છે. તે વિનાનું સ્વરાજ્ય તે કુરાજ્ય છે.

વાંચક:—ત્યારે તમે એમ કહેશો કે આપણે શરીર કસવાની જરૂરજ નથી.

અધિપતિ:—એવું તમે કયાં જોયું? શરીર કસ્યા વિના સત્યાગ્રહી થવું એ મુસ્કેલ છે. ઘણે ભાગે જે શરીર પંપાળીને નબળાં કરી નાખ્યાં છે તે શરીરમાં જે મન રહે છે તે પણ નબળું હોય છે. ને જ્યા મનોબળ નથી ત્યાં આત્મબળ કયાંથી હોય? આપણે બાળલગ્ન વિગરેનો તથા આળ-પંપાળવાળી રહેણીનો કુચાલ હાકી કઢી શરીર તો સજવાંજ જોઈશે. રંજીપેંજી માણસને એકાએક તોપને મ્હોડે ચઢવાનું હું કહીશ તો, તે તો મારી હાંસી કરાવનારૂં થશે.

વાંચક:—તમે કહો છો તે જોતાં વળી એમ લાગે છે કે સત્યાગ્રહી થવું એ કાંઈ જેવી તેવી વાત નથી, અને જો એમ હોય તો સત્યાગ્રહી કેમ થવાય એ તમારે સમજાવવાની જરૂર છે.

અધિપતિ:—સત્યાગ્રહી થવું એ સહેલું છે. પણ જેટલું સહેલું છે તેટલુંજ કઠણ છે. ચઉદ વરસનો છોકરો સત્યાગ્રહી બન્યો એ મેં અનુભવ્યું છે. રોગી માણસ સત્યાગ્રહી બન્યા એ પણ મેં જોયું. શરીરે જોરાવર અને બીજી રીતે સુખી તે માણસ નથી થઈ શકયા એ પણ જોયું.

અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણ સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ, ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવુંજ પડે અને તેનામાં નિર્ભયતા આવવી જોઇએ.

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે, અને તે વિના મનની ગાંઠ સજ્જડ થનાર નથી. અબ્રહ્મચર્યથી માણસ નિર્વીય, બાયલો અને હીણો થાય છે. જેનું મન વિષયમાં ભમે છે તેનાથી કશી દોડ થવાની નથી. આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ઘર સંસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે. પણ તે ઉભો થવાની કશી જરૂર નથી. ઘર સંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ કોઈ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિને ખાતરજ સ્વસ્ત્રી-સંગ કહ્યો છે. ત્યારે સત્યાગ્રહીને પ્રજોત્પત્તિની વાસના ન હોવી ઘટે. તેથી સંસારી છતાં બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી. સ્ત્રીનો શો વિચાર છે? કેમ એ બધું થાય? એવા વિચારો ઉત્પન્ન થાય છે. છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે તેને એ સવાલનું નિરાકરણ કર્યા વિના છુટકો જ નથી.

જેમ બ્રહ્મચર્યની જરૂર છે તેમ ગરીબાઈ લેવાની જરૂર છે. પૈસાનો લોભ અને સત્યાગ્રહનું સેવન એ બની શકે તેવું નથી. પણ જેની પાસે પૈસો છે તેણે તે ફેંકી દેવો એવું સમજાવવાનો અહીં હેતુ નથી. પણ પૈસાને વિષે બેદરકાર રહેવાની જરૂર છે. સત્યાગ્રહનું સેવન કરતાં પૈસો ચાલ્યો જાય તો બેફીકર રહેવું ઘટે છે.

સત્યનું સેવન ન કરે તે સત્યનું બળ દેખાડી કેમ શકે?

એટલે સત્યની તો બરોબર જરૂર પડશે જ. ગમે તેટલું નુક્શાન થતું હોય તો પણુ સત્યને નહિ છોડી શકાય. સત્યને કંઈ સંતાડવાનું નજ હોય, એટલે સત્યાગ્રહીને છુપી સેના નજ હોઇ શકે. આ સંબંધમાં જીવ બચાવવા જુઠું બોલવું કે નહિ એવા સવાલ મનમાં ન લાવતા. જેને જુઠાનો બચાવ કરવો છે તેજ એવા સવાલ ફોકટ ઉઠાવે છે. જેને સત્યનોજ રસ્તો લેવો છે તેને એવા ધર્મસંકટ આવતાં નથી. તેવી કફોડી સ્થિતિમાં આવી પડે તો પણુ સત્યવાદી માણુસ ઉગરી જાય છે.

અભયતા વિના તો સત્યાગ્રહીની ગાડી એક ડગલું પણુ નહિ ચાલી શકે. અભય સર્વથા અને સર્વ વસ્તુ વિષે ઘટશે. માલનો, ખોટા માનનો, સગાં સાઈનો, રાજ–દરબારનો, જખમનો અને મરણુનો અભય હોય ત્યારેજ સત્યાગ્રહ પાળી શકાય.

આ બધું કરવું મુશ્કેલ છે એમ માની તે છોડી દેવાનું નથી. માથે આવી પડેલું સહી લેવાની શાકત કુદરતે માણુસમાત્રમાં મુકેલી છે. આવા ગુણુ જેને દેશસેવા ન કરવી હોય તેને પણુ સેવવા યોગ્ય છે.

ઉપરાંત એટલું પણુ સમજાય તેમ છે કે જેને હથિયાર બળ મેળવવું હશે તેને પણુ આટલી વસ્તુની જરૂર પડશે. રણુવીર થવું એ કંઈ બધાને ઇચ્છા થઈ કે તુરત સાંપડી જાય તેમ નથી. લડવૈયાને બ્રહ્મચર્ય પાળવું પડશે, ભીખારી થવું પડશે. રણુમાં નિર્ભયતા ન હોય તો લડી રહ્યા. તેને સત્યવ્રત પાળવાની તેટલી જરૂર ન જણુાય એમ વખતે કોઇને લાગશે. પણુ જ્યાં નિર્ભયતા છે ત્યાં સત્યતા સહેજે વસે છે. સત્ય

જ્યારે માણસ છોડે છે ત્યારે તે કોઈ પણ પ્રકારના ભયને લીધેજ છોડે છે.

એટલે આ ચાર ગુણોથી ડરી જવાનું પ્રયોજન નથી. વળી કેટલોક બીજો ફોકટ પ્રયાસ તલવારબાજને કરવો રહ્યો તે સત્યાગ્રહીને રહેતો નથી. જેટલો બીજો પ્રયાસ તલવારબાજને કરવો પડે છે તેનું કારણ ભય છે. જો તેને તદ્દન અભયતા આવે તો તેજ ઘડી તેની તલવાર તેના હાથમાંથી પડી જાય. તે ટેકાની તેને જરૂર રહેતી નથી. જેને વેર નહિ, તેને તલવાર નહિ. સિંહની સામે આવનાર માણસથી એની મેળેજ લાકડી ઉચકાઈ ગઈ. તે માણસે જોયું કે તેણે અભયતાનો પાઠ માત્ર મ્હોડે કર્યો હતો. તે દહાડે તેણે લાકડી છોડી અને નિર્ભય થયો.



## પ્રકરણ ૧૮ મું.

### કેળવણી.

વાંચકઃ—તમે આટલું બધું બોલ્યા તેમાં ક્યાંએ કેળવણીની તો જરૂરજ ન બતાવી. આપણે કેળવણીની ખામીની હમેશા રાવ ખાઈએ છીએ. ફરજીયાત કેળવણી આપવાની હીલચાલ આખા હિંદુસ્થાનમાં જોઇએ છે. મહારાજા ગાયકવાડે ફરજીયાત કેળવણી દાખલ કરી છે. તેની તરફ બધાની આંખ દોરવાઈ છે. આપણે તેમને ધન્યવાદ આપીએ છીએ. આ બધો પ્રયાસ શું વૃથા સમજવો?

અધિપતિઃ—જો આપણે આપણો સુધારો સર્વોત્તમ માનીએ

તો મારે દિલગીરી પૂર્વક કહેવું પડશે કે એ પ્રયાસ ઘણે ભાગે વૃથા છે. મહારાજા સાહેબ તથા બીજા આપણા ધુરંધર આગેવાનો, બધાને કેળવણી આપવા મથી રહ્યા છે, એમાં તેમનો હેતુ નિર્મળ છે, તેથી તેમને ધન્યવાદ જ ઘટે છે. પણ તેમના હેતુનું પરિણામ જે આવવા સંભવ છે તે આપણે ઢાંકી શકતા નથી.

કેળવણી એટલે શું ? જો તેનો અર્થ અક્ષરજ્ઞાન એટલો જ હોય તો તે તો એક હથીયારરૂપ થયું. તેનો સદુપયોગ પણ થાય અને દુરૂપયોગ પણ થાય. એક હથિયારથી વાઢકાપ કરી દરદીને સાજો કરાય, તેજ હથીયાર જાન લેવાને પણ વપરાય. એવું જ અક્ષરજ્ઞાન છે. તેનો ગેરઉપયોગ ઘણા માણસ કરે છે, તે તો આપણે જોઈએ છીએ. તેનો સદુપયોગ પ્રમાણમાં ઓછા જ માણસો કરે છે. એ વાત બરાબર હોય તો એમ સિદ્ધ થાય છે કે અક્ષરજ્ઞાનથી દુનીયાને ફાયદાને બદલે હાની થઈ છે.

કેળવણીનો સાધારણ અર્થ અક્ષરજ્ઞાન એજ થાય છે. લોકોને લખતાં-વાંચતાં હિસાબ ગણતાં શીખવવું એ મૂળ અથવા પ્રાથમિક કેળવણી કહેવાય છે. એક ખેડુત પોતે પ્રામાણિકપણે ખેતી કરી રોટી કમાય છે. તેને સાધારણ રીતે દુન્યવી જ્ઞાન છે. તેણે માબાપ પ્રત્યે કેમ વર્તવું, તેણે પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્તવું, છોકરાં તરફ કેમ ચાલવું, જે ગામડામાં તે વસે છે ત્યાં તેણે કેવી રીતભાત રાખવી, આ બધાનું જ્ઞાન તેને પૂરતું છે. તે નીતિના નિયમો સમજે છે ને પાળે છે. પણ તેને પોતાની સહી કરતાં નથી આવડતી. આ માણસને તમે અક્ષરજ્ઞાન આપી શું કરવા માગો છો ? તેના

સુખમાં શો વધારો કરશો? તેના ઝુંપડાનો કે તેની સ્થિતિનો તમારે અસંતોષ ઉપજાવવો છે? તેમ કરવું હોય તો પણ તમારે તેને અક્ષરજ્ઞાન આપવાની જરૂર નથી. પશ્ચિમના પ્રતાપમાં દબાઈ જઈ આપણે લઈ ભાગીએ કે લોકોને કેળવણી આપવી. પણ તેમાં આગળ–પાછળનો વિચાર કરતા નથી.

હવે ઉંચી કેળવણી લઈએ. હું ભૂગોળવિદ્યા શીખ્યો, બીજગણિત મને આવડયું, મેં ભૂમિતિનું જ્ઞાન લીધું, ભૂસ્તર વિદ્યાને ભૂંસી બાળી; તેથી શું? તેથી મેં મારૂં શું ઉજાળ્યું? મારી આસપાસનાને શું ઉજાળ્યા? મેં તે જ્ઞાન શા હેતુથી લીધું? તેમાં મને શો ફાયદો થયો? અંગ્રેજોના જ એક વિદ્વાને (હકસ્લીએ) આ પ્રમાણે કેળવણી વિષે કહ્યું છે:— "તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં રહી શકે છે, તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે છે. તે માણસને ખરી કેળવણી મળી છે, કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાંત છે ને ન્યાયદર્શી છે. તે માણસે ખરી કેળવણી લીધી છે કે જેનું મન કુદરતના કાયદાઓથી ભરેલું છે ને જેની ઇન્દ્રિયો તેને વશ છે, જેની અંતર્વૃત્તિ વિશુદ્ધ છે, અને જે માણસ નીચ કામને ધિક્કારે છે, તથા પોતાના સરખા બીજાઓને ગણે છે. આવો માણસ ખરો કેળવાયેલો ગણાય. કેમકે તે કુદરતના નિયમ પ્રમાણે ચાલે છે. કુદરત તેનો સારો ઉપયોગ કરશે, અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે." જો આ ખરી કેળવણી હોય તો મારે સોગન પૂર્વક કહેવું જોઈએ કે ઉપર હું જે શાસ્ત્રો ગણાવી ગયો તેનો ઉપયોગ મારા શરીરને કે મારી

ઇંદ્રિયોને વશ કરવામાં મારે નથી કરવો પડયો. એટલે પ્રાથમિક કેળવણી લ્યો, કે ઉંચી કેળવણી લ્યો, પણ તેનો ઉપયોગ મુખ્ય વાતમાં નથી આવતો. તેથી આપણે માણસ નથી બનતા–તેથી આપણે આપણું કર્તવ્ય નથી જાણતા.

વાંચકઃ—જ્યારે એમ જ છે ત્યારે તમને મારે વધુ સવાલ પૂછવો પડશે. તમે આ બધું બોલો છો તે શાના પ્રતાપ? તમે અક્ષરજ્ઞાન અને ઉંચી કેળવણી ન લીધા હોત તો કેમ સમજાવી શકત?

અધિપતિઃ—તમે ઠીક સપાટો માર્યો છે. પણ મારો જવાબ તમને સીધોજ છે. જો મેં ઉંચી કે નીચી કેળવણી ન લીધી હોત, તો કંઈ હું નિરૂપયોગી થાત એમ માનતો નથી. હવે બોલીને ઉપયોગી થવાની ઇચ્છા રાખું છું. તેમ કરતાં જે ભણ્યો છું તેને કામે લગાડું છું, અને તેનો ઉપયોગ, જો તે ઉપયોગ હોય તો, હું મારા કરોડો ભાઈઓને નથી આપી શકતો, પણ માત્ર તમારા જેવા ભણેલાને આપું છું. તેમાં પણ મારા વિચારને ટેકો મલે છે. તમે અને હું બન્ને ખોટી કેળવણીના પંજામાં ફસાયા. હું તેમાંથી મને મુકત થયેલો માનું છું. હવે તે અનુભવ તમને આપું છું. ને તે આપતાં લીધેલી કેળવણીનો ઉપયોગ કરી તમને તેનો સડો બતાવું છું.

વળી તમે મને સપાટો મારવામાં ભૂલ્યા છો. કેમકે મેં કંઈ અક્ષરજ્ઞાનને દરેક સ્થિતિ માટે વખોડયું નથી. માત્ર એટલુંજ બતાવ્યું છે કે તે જ્ઞાનની આપણે મૂર્તિપૂજા નથી કરવાની, તે કંઈ આપણી કામધેનુ નથી. તેની જગ્યાએ તે શોભી શકે છે, અને તે જગ્યા તો એ છે કે જ્યારે મેં ને

તમે આપણી ઈન્દ્રિયોને વશ કરી હોય. જ્યારે આપણે નીતિનો મજબુત પાયો નાખીએ, ત્યારે આપણને અક્ષરજ્ઞાન લેવાની ઈચ્છા થાય તો તે લઈ તેનો સદુપયોગ કરી શકીએ ખરા. તે આભૂષણરૂપે ઠીક લાગવા સંભવ છે. પણ જો અક્ષરજ્ઞાનનો એ ઉપયોગ હોય તો આપણે તેવી કેળવણી ફરજીયાત આપવાની જરૂર નથી રહેતી. આપણી પુરાણી નિશાળો બસ છે. તેમાં નીતિની કેળવણીને પ્રથમ મુકી છે. તે પ્રાથમિક કેળવણી છે. તેની ઉપર જે ચણતર કરીશું તે નભી શકશે.

વાંચક:—ત્યારે અંગ્રેજી કેળવણીનો ઉપયોગ સ્વરાજ્યને સારૂ તમે ગણતા નથી, એ હું બરોબર સમજ્યો છું ?

અધિપતિ:—હા અને ના એવો મારો જવાબ છે. કરોડો માણસોને અંગ્રેજી કેળવણી દેવી તે તેઓને ગુલામીમાં નાખવા બરોબર છે. મૅકોલેએ જે કેળવણીનો પાયો રચ્યો તે ખરૂં જોતાં ગુલામીનો પાયો હતો. તેણે તેવું સમજીને પોતાનો લેખ ઘડયો એમ હું નથી સમજાવતો. પણ તેના કાર્યનું એજ પરિણામ આવ્યું છે. આપણે સ્વરાજ્યની વાત પરભાષામાં કરીએ છીએ એ કેવી કંગાલીઅત ?

જે કેળવણી અંગ્રેજોનો ઉતાર છે તે આપણો શણગાર બને છે એ જાણવા જેવું છે. તેઓમાંજ વિદ્વાનો બોલ્યા કરે છે કે આ સારૂં નથી, તે સારૂં નથી. કેળવણીનાં ધોરણો ફર્યાંજ કરે છે. આપણે તો તેઓ જે ભુલી ગયા જેવા હોય તેને પણ અજ્ઞાનપણે વળગી રહીએ છીએ. તેઓમાં સહુ સહુની ભાષા વધારવાને મહેનત થાય છે. વેલ્સ એ એક ઈંગલંડનું પરગણું, તેની ભાષા ધુળ જેવી ગણાય. તેનો જીર્ણોદ્ધાર હવે થઇ રહ્યો છે.

વેલ્સનાં છોકરાંની પાસે વેલ્શ બોલાવવું એવો પ્રયાસ ચાલે છે. તેમાં ઈંગ્લાંડનો ખજાનચી લૉઈડ જ્યોર્જ મુખ્ય ભાગ લે છે. ત્યારે આપણી દશા કેવી છે? આપણે એક બીજાને કાગળ લખીએ તે ભુલ ભરેલા અંગ્રેજીમાં. આવા ખોડવાળા અંગ્રેજીમાંથી સાધારણ એમ. એ. પણ મુકત નથી. આપણે સરસમાં સરસ વિચાર બતાવવાનું વાહન તે અંગ્રેજી, આપણી કોંગ્રેસ તે અંગ્રેજીમાં ચાલે, આપણા સરસ છાપાં તે અંગ્રેજીમાં. જો આવું લાંબી મુદત સુધી ચાલશે તો આપણી પછીની પ્રજા આપણો તિરસ્કાર કરશે ને તેમનો શ્રાપ આપણા આત્માને લાગશે એમ મારૂં માનવું છે.

તમારે સમજવા જેવું છે કે અંગ્રેજી કેળવણી લઇને આપણે પ્રજાને ગુલામ બનાવી છે. અંગ્રેજી કેળવણીથી દંભ—રાગ, જુલમ વિગેરે વધ્યાં. અંગ્રેજી જાણનારે લોકોને ધુતવામાં, તેઓને ત્રાસ પમાડવામાં મણા નથી રાખી. હવે જો આપણે તેઓને સારૂ કંઇ જ કરીએ છીએ તો તે આપણે કરેલા કરજનો એક કટકો વાળીએ છીએ.

એ કંઇ થોડી જૂલમની વાત છે કે પોતાના દેશમાં મારે ઈન્સાફ મેળવવો હોય તો મારે અંગ્રેજી ભાષા વાપરવી પડે! હું જ્યારે બારીસ્ટર થાઉં ત્યારે મારાથી સ્વભાષામાં બોલાય નહીં! મારી પાસે બીજા માણસે તરજુમો કરવો જોઇએ! આ કંઈ થોડો દંભ? આ ગુલામીની સીમા નથી તો શું છે? તેમાં હું અંગ્રેજનો દોષ કાઢું કે મારો પોતાનો? હિંદુસ્થાનને ગુલામ બનાવનારા તો આપણે અંગ્રેજી જાણનારા છીએ. પ્રજાની હાય અંગ્રેજો ઉપર નથી પડવાની પણ આપણી ઉપર પડવાની છે.

પણ મેં તમને કહ્યું કે મારો જવાબ હા અને ના છે. હા કેમ તે સમજાવી ગયો. ના કેમ તે હવે કહું છું. આપણે દરદમાં એવા ઘેરાઈ ગયા છીએ કે તદ્દન અંગ્રેજી કેળવણી લીધા વિના ચાલે એવો સમય રહ્યો નથી. જેણે તે કેળવણી લીધી છે તે તેનો સદુપયોગ કરે, પોતે તેનો ઉપયોગ માની જરૂર જણાય ત્યાં કરે. અંગ્રેજોની સાથે વહેવારમાં, બીજા હિંદી-જેની ભાષા આપણે ન સમજીએ તેને સારૂ અને અંગ્રેજો પોતે પોતાના સુધારાથી કેવા કાયર થયા છે તે જાણવા સારૂ, જેઓ અંગ્રેજી ભણ્યા છે તેણે તેનો ઉપયોગ કરવો. જેઓ અંગ્રેજી ભણ્યા છે તેમણે પોતાની સંતતીને માતૃભાષાદ્વારા પ્રથમ નીતિ શીખવવી. તેઓને સ્વભાષા શીખવવી, હિંદની એક બીજી ભાષા શીખવવી, પછી તે પ્રજા જ્યારે પાકી ઉમરે પહોંચે, ત્યારે ભલે અંગ્રેજી કેળવણી લે. પણ તે માત્ર તેનું છેદન કરવાના ઇરાદાથી, તેમાંથી પૈસો પ્રાપ્ત કરવાના ઇરાદાથી નહિ. આમ કરતાં પણ આપણે વિચારવું પડશે કે અંગ્રેજી શું શીખવું ને શું ન શીખવું. કયા શાસ્ત્રોનો અભ્યાસ કરવો તે પણ વિચારવું પડશે. સ્હેજ ખ્યાલ કરતાં જણાઈ રહેશે કે જો અંગ્રેજી ડીગ્રી વિગેરે લેતાં આપણે બંધ થઇએ તો અંગ્રેજી રાજ્યાધિકારી ચમકશે.

વાંચક:—ત્યારે કેળવણી કેવી આપવી ?

અધિપતિ:—તેનો જવાબ ઉપર કંઇક આવી ગયો. છતાં વધુ વિચારીએ. મને તો લાગે છે કે આપણે આપણી બધી ભાષાને ઉજ્જવળ કરવી ઘટે છે. આપણી ભાષામાં આપણે કેળવણી લેવી તે શું તેનો વિસ્તાર કરવાની આ જગ્યા નથી. આપણે અંગ્રેજી પુસ્તકો જે કામનાં છે તેના તરજુમા કરવા પડશે. ઘણાં શાસ્ત્રો શીખવાનો મિથ્યા ડોળ ને વહેમ છોડવાં.

ધર્મની કેળવણી અથવા નીતિની કેળવણી તે પહેલાં હોવીજ જોઇએ. દરેક કેળવાયેલા હિંદીને સ્વભાષા; હિંદુને સંસ્કૃત, મુસલમાનને એરેબીક, પારસીને પરશીયનનું અને બધાને હિંદીનું જ્ઞાન હોવું જોઇએ. કેટલાક હિંદુએ અરબી અને કેટલાક મુસલમાને તથા પારસીએ સંસ્કૃત શીખવું જોઇએ. ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્થાનના ઘણા હિંદીએ તામીલ શીખવું જોઇએ. આખા હિંદુસ્થાનને જોઇએ તે તો હિંદી હોવી જોઇએ. તે ઉર્દુ અથવા નાગરી લિપિમાં લખવાની છુટ ઘટે છે. હિંદુ મુસલમાનના વિચાર ઠીક રહે, તેથી આ બંને લિપિ ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એક બીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હંકારી શકશું.

પણ આ બધું કોને સારૂ છે? આપણે કે જેઓ ગુલામ થયા છીએ તેને સારૂ છે. આપણી ગુલામીએ પ્રજા ગુલામ થઇ છે. આપણે છૂટીએ તો પ્રજા છૂટીજ છે.

વાંચક:—તમે ધર્મની કેળવણીની વાત કરી એ ભારે પડતી છે.

અધિપતિ:—છતાં તે વિના છૂટકો નથી. હિંદુસ્થાન કદી નાસ્તિક બનવાનું નથી. નાસ્તિકનો પાક હિંદની ભૂમિને ભાવતો નથી. કામ વિકટ છે. ધર્મની કેળવણીનો વિચાર કરતાં માથું ફરવા લાગે છે. ધર્માચાર્યો દંભી અને સ્વાર્થી જોવામાં આવે છે. તેઓને આપણે વિનવવા પડશે. મુલ્લાં, દસ્તુર અને બ્રાહ્મણના હાથમાં તે આવી છે. પણ જો તેઓને સદ્બુદ્ધિ ન આવે તો અંગ્રેજી કેળવણીથી જે ઉત્સાહ આપણને આવ્યો છે તે ઉત્સાહ વાપરી લોકોને નીતિની કેળવણી આપી શકીએ છીએ,

આ બહુ મુશ્કેલીની વાત નથી. હિંદી દરીઆની કીનારીને મેલ લાગ્યો છે, તે મેલમાં જે ખરડાયા છે તેને સાફ થવું રહ્યું છે. તેવા આપણે, તે પોતાની મેળે પણ ઘણે ભાગે સાફ થઈ શકીએ છીએ. મારી ટીકા કંઈ કરોડોને સારૂ નથી. હિંદુસ્થાનને મૂળ દિશા ઉપર લાવવામાં આપણને મૂળ દિશામાં આવવું રહ્યું છે. બાકી કરોડો તો મૂળ દિશામાંજ છે. તેમાં સુધારા, બીગાડા, વધારા, કાળાનુક્રમે થયાજ કરશે. પશ્ચિમના સુધારાને હાંકી કાઢવો એજ પ્રયત્ન કરવો રહ્યો છે. બીજું તેની મેળે આવી રહેશે.

---

## પ્રકરણ ૧૯ મું.

## સંચા કામ.

---

વાચક:—તમે પશ્ચિમના સુધારાને હાંકી કાઢવાની વાત કરો છો ત્યારે તો તમે એમ પણ કહેશો કે સંચા કામ માત્ર આપણને નજ જોઈએ.

અધિપતિ:—તમે આ સવાલ કરી મને જે ઘા લાગ્યો હતો તે તાજો કર્યો છે. મી. રમેશચંદ્ર દત્તનું પુસ્તક "હિંદુસ્થાનનો આર્થિક (ઇકોનોમિક) ઇતિહાસ" વાંચ્યું ત્યારે મને ઓછું આવ્યું હતું, તેનો પાછો વિચાર કરૂં છું ત્યાં મારૂં દીલ ભરાઈ આવે છે. સંચા કામનો સપાટો લાગ્યો ત્યારે તો હિંદુસ્થાન પાયમાલ થયું, માંચેસ્ટરે જે નુકશાન આપણને પહોંચાડ્યું છે તેની હદ બાંધી શકાતી નથી, હિંદુસ્થાનમાંથી કારીગીરી લગભગ ગઈ તે તો માંચેસ્ટરનુંજ કામ.

પણ હું ભૂલું છું. માંચેસ્ટરને દોષ કેમ દેવાય ? આપણે તેનાં કપડાં પહેર્યાં, ત્યારે માન્ચેસ્ટરે વણ્યાં. બંગાલાની બહાદુરીનું જ્યારે મેં વર્ણન વાંચ્યું ત્યારે મને હર્ષ થયો. બંગાલમાં કાપડની મીલો નથી, તેથી લોકોએ અસલ ધંધો પાછો પકડી લીધો. બંગાલ મુંબઈની મીલને ઉત્તેજન આપે છે તે ઠીકજ છે, પણ બંગાલે સંચાકામ માત્રની આભડછેટ (બોયકોટ) રાખી હોત તો હજુ વિશેષ ઠીક થાત.

સંચાએ યૂરોપને ઉજ્જડ કરવા માંડયું છે ને તેનો વાયરો હિંદુસ્તાનમાં વાય છે સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નીશાની છે, ને તે મહાપાપ છે, એમ હું તો ચોખ્ખું જોઈ શકું છું.

મુંબઈની મીલોમાં જે મજુરો કામ કરે છે તે ગુલામ બન્યા છે જે બૈરાંઓ તેમાં કામ કરે છે તેની દશા જોઈ હરકોઈને કમકમાટી આવે મીલનો વર્ષાદ ન વર્ષ્યો ત્યારે કંઈ તે ઓરતો ભૂખે ન્હોતી મરતી, આ સંચાનો વાયરો વધે તો હિંદુસ્તાનની બહુ દુઃખી દશા થશે. મારી વાત ભારે પડતી જણાશે, પણ મારે કહેવું જોઈએ કે આપણે હિંદુસ્થાનમા મીલો કરીએ તેના કરતાં હજુ માંચેસ્ટરનાં પૈસા મોકલી તેનુ સડેલું કાપડ વાપરવું એ ભલું છે, કેમકે તેનું કાપડ વાપરવાથી આપણો પૈસોજ જશે. આપણે હિંદુસ્થાનમાં માંચેસ્ટર સ્થાપવાથી આપણો પૈસો હિંદુસ્થાનમાં રહેશે, પણ તે આપણું લોહી લેશે. કેમકે આપણી નીતિ લઈ જશે. જેઓ મીલમાં કામ કરે છે તેની નીતિ કેવી છે તે તેઓને પૂછવું. જેઓએ

તેઓમાંથી પૈસો એકઠો કર્યો છે તેઓની નીતિ બીજા પૈસાદાર કરતાં સરસ હોવાનો સંભવ નથી. અમેરીકાના રૉકફેલર કરતાં હિંદના રૉકફેલર કંઇ ઉતરે એમ માનવું એ તો અજ્ઞાન જ ગણાય. ગરીબ હિંદુસ્થાન છુટી શકશે, પણ અનીતિથી થયેલું પૈસાદાર હિંદુસ્થાન છુટનાર નથી.

મને તો લાગે છે કે આપણને કબુલ કરવું પડશે કે અંગ્રેજી રાજ્યને નિભાવી રાખનાર તે પૈસાદાર માણસો છે, તેઓનો સ્વાર્થ તેવી સ્થિતિમાં રહેલો છે. પૈસો માણસને રાંક બનાવે છે. એવી બીજી વસ્તુ તો દુનીયામાં વિષય છે. એ બન્ને વિષય વિષમય છે. તેનો દંશ સર્પના દંશ કરતાં ભુંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે છે. પૈસો અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ, મન, બધું લેતાં પણ છુટકારો થતો નથી. એટલે આપણા દેશમાં મીલો થાય તેથી ખાસ રાજી થવા જેવું રહેતું નથી.

વાંચક:—ત્યારે શું મીલો બંધ કરી દેવી?

અધિપતિ:—એ વાત મશ્કેલ છે. સ્થાયી થયેલી વસ્તુને કાઢવી તે ભારે પડતું છે. તેથી કાર્યનો અનારંભ તે પ્રથમ ડહાપણમાં ગણાયું છે. મીલના ધણીની ઉપર તિરસ્કારની નજરે નથી જોઈ શકતા. તેઓની ઉપર દયા ખાઈએ. તેઓ એકાએક મીલ છોડી દે એ તો ન બને. પણ આપણે તેઓના સાહસ ન વધારવાની અરજી કરી શકીએ છીએ. તેઓ ભલાઈ કરે તો તેઓ પોત પોતાનું કામ ધીમે ધીમે ટુંકું કરે તેઓ પોતેજ જુના, પ્રૌઢ પવિત્ર રેંટીયા ઘેર ઘેર સ્થાપી શકે છે. લોકોનું વણેલું કાપડ લઈ વેચી શકે છે.

તેઓ તેમ ન કરે તો પણ લોકો પોતે સંચાકામની વસ્તુ વાપરતા બંધ થઈ શકે છે.

વાંચક:—એ તો કાપડનું કહ્યું. પણ સંચાની તો અસંખ્ય વસ્તુઓ છે. તે કાં તો પરદેશથી લેવી અને કાં તો આપણે તેવા સંચા દાખલ કરવા.

અધિપતિ:—ખરેખર, આપણા દેવતા પણ જર્મનીના સંચામાં ઘડાઇને આવે છે. એટલે પછી દીવાસળી કે ટાંકણીથી લઈ કાચના ઝુમરની શી વાત કરવી? મારો જવાબ તો એકજ છે:–જ્યારે એ બધી વસ્તુ સંચાની નહોતી બની ત્યારે હિંદ શું કરતું હતું? તેવું તે આજે પણ કરશે. જ્યાં સુધી હાથે ટાંકણી નહિ બનાવીએ ત્યાં લગી ટાંકણી વિના ચલાવીશું. હાંડી–ઝુમ્મરને છોડી દઈશું. કોડીઆમાં દીવેલ નાંખી, આપણા ખેતરમા પાકેલા રૂની વાટ વણી બત્તી કરીશું. તેમ કરતાં આંખ બચશે, પૈસા બચશે, સ્વદેશી રહીશું, ને સ્વરાજ્યની ધુની ધખાવશું.

આ બધું બધા માણસો એકી વખતે કરશે અથવા તો એકી વખતે કેટલાક માણસો બધી સંચાની વસ્તુઓ છોડી દેશે એમ બનવાનું નથી. પણ તે વિચાર ખરો હશે તો આપણે હમેશાં શોધ કરશું, હમેશાં થોડી થોડી વસ્તુ મૂકતા જઈશું, તેમ કરતાં બીજા પણ કરશે. પ્રથમ તે વિચાર બાંધવાની જરૂર છે, પછી તે પ્રમાણે કાર્ય થશે. પ્રથમ એકજ માણસ કરશે. પછી દસ, પછી સો એમ નાળીયેરની વાત માફક વધ્યાજ કરશે. જે મ્હોટા કરે છે તે ન્હાના કરે છે ને કરશે. સમજીએ તો રમત ઘણી સહેલી અને ટુંકી છે, બીજો કરે ત્યાં લગી મારે તમારે રાહ જોવાની નથી. આપણે તો સમજીએ

કે તુરત શરૂ કરી દેવાનું. નહિ કરે તેની ગાંઠ જશે સમજશે છતાં નહિ કરે તે તો માત્ર દંભી ગણાશે.

વાંચકઃ—ટ્રામગાડી અને વીજળીની બત્તીનું કેમ?

અધિપતિઃ—આ સવાલ તમે બહુ મોડો પૂછ્યો. એ સવાલમાં હવે કંઇ જીવ રહ્યો નથી. રેલે જો આપણો નાશ કર્યો છે તો વળી ટ્રામ શું નથી કરતી? સંચો એ તો રાફડો છે. તેમાં એક સર્પ ન હોય પણ સેંકડો હોય. એકની પાછળ બીજા; એમ લાગેલુંજ છે. જ્યાં સંચા ત્યાં મ્હોટાં શહેર અને જ્યાં મ્હોટાં શહેર ત્યાં ટ્રામગાડી ને રેલ ગાડી, ત્યાં વીજળીની બત્તીની જરૂર હોય. ઈંગ્લાંડમાં પણ ગામડાઓમાં વીજળીની બત્તી કે ટ્રામ નથી એ તમે જાણતા હશો. પ્રામાણિક વૈદ્યો અને ડાક્ટરો તમને કહી આપશે કે જ્યાં રેલગાડી, ટ્રામગાડી વિગેરે સાધનો વધ્યાં છે ત્યાં લોકોની તંદુરસ્તી બગડેલી છે. મને યાદ છે કે એક શહેરમાં જ્યારે પૈસાની તંગી આવી ત્યારે ટ્રામની, વકીલની તથા ડાકટરની આવક ઘટી ને લોકો તંદુરસ્ત થયા.

સંચાનો ગુણ તો મને એકે યાદ નથી આવતો. અવગુણની તો ચોપડી ચિતરી શકું છું.

વાંચકઃ—આ બધું લખેલું સંચાની મદદથી છપાશે, તેની મદદથી વેચાશે એ સંચાનો ગુણ કે અવગુણ?

અધિપતિ—ઝેરથી ઝેરનો નાશ થવાનો આ દાખલો છે. એ કંઇ સંચાનો ગુણ નથી. સંચો મરતાં મરતાં બોલી જાય છે કે સંભાળજો ને ચેતજો; મારામાંથી તમે લાભ નથી લેવાના. આટલો જે ઠીક પ્રયાસ સંચે કર્યો કહેવાય, તે પણ માત્ર સંચાની જાળમાં ફસાએલા છે તેનેજ લાગુ પડે છે.

પણ મૂળ વાત ન ભૂલજો. સંચો એ ખરાબ વસ્તુ છે, એ મનમાં ઠસાવવું પછી દ્રઢાવવું, પછી આપણે તેનું ધીમે ધીમે છેદન કરશું. એવો સરળ રસ્તો કુદરતે ઘડયોજ નથી કે જે વસ્તુની આપણને અભિલાષા થઈ તે તુરત પ્રાપ્ત થાય. સંચાની ઉપર આપણી મીઠી નજરને બદલે ઝેરી નજર પડશે તો છેવટે તે જશેજ.

## પ્રકરણ ૨૦ મુ.

### છુટકારો.

વાંચક:—તમારા વિચાર ઉપરથી હું એમ જોઉં છું કે તમે ત્રીજો પક્ષ સ્થાપવા માગો છો. તમે એક્સ્ટ્રીમીસ્ટ નહિ, તમે મોડરેટ પણ નહિ.

અધિપતિ:—એ ભૂલ થાય છે. મારા મનમાં ત્રીજા પક્ષનો વિચાર રહેતો જ નથી. બધાના વિચાર સરખા નથી હોતા. મોડરેટમાં બધા એકજ વિચારના છે એમ નથી ધારવાનું. જેને નોકરી કરી છૂટવું છે તેને પક્ષ કેવો? હું તો મોડરેટની સેવા કરૂં, તેમજ એક્સ્ટ્રીમીસ્ટની. જ્યાં તેઓના વિચારથી મારો મત નોખો પડે ત્યાં હું તેઓને વિનયપૂર્વક જણાવું ને મારૂં કામ કર્યે જઉં.

વાંચક:—ત્યારે તમારે બન્નેને કહેવું હોય તો શું કહો?

અધિપતિ:—એક્સ્ટ્રીમીસ્ટને હું કહું કે તમારો હેતુ હિંદને સારૂ સ્વરાજ્ય મેળવવાનો છે. સ્વરાજ્ય તમારૂં મેળવ્યું મળે તેમ નથી. સ્વરાજ્ય તો સહુએ સહુનું લેવું જોઈએ-કરવું

જોઇએ. મારે માટે બીજા મેળવે તે સ્વરાજ્ય નથી, પણ પરરાજ્ય છે. એટલે તમે અંગ્રેજને કાઢીને સ્વરાજ્ય લીધું એમ ધારો તો તે ઠીક નથી. ખરૂં સ્વરાજ્ય જે તમે માગો છો તે તો હું અગાઉ જણાવી ગયો છું તેજ હોવું જોઇએ. તે તમે દારૂગોળાથી કદી લેવાના નથી. દારૂગોળો એ હિંદને સદે તેવી વસ્તુ નથી વાસ્તે સત્યાગ્રહ ઉપર જ ભરૂસો રાખો. મનમાં એવો વહેમ પણ ન લાવો કે આપણને સ્વરાજ્ય મેળવવામાં દારૂગોળાની જરૂર છે.

મોડરેટને હું કહું કે આપણે માત્ર આજીજી કરવા માગીએ તે તો આપણી હીણપત છે. તેમાં આપણે આપણી હલકાઇ કબૂલ કરીએ છીએ. અંગ્રેજી સંબંધની જરૂર જ છે એમ કહેવું એ આપણે ઈશ્વરના ચોર થયા બરોબર છે. આપણને ઇશ્વર સિવાય કોઈની જરૂર છે એમ તો કહેવું ઘટે નહિ. વળી સાધારણ વિચાર કરતાં પણ એમ કહેવું કે અંગ્રેજ વિના હાલ તો નજ ચાલે, એ અંગ્રેજને અભિમાની કરવા જેવું છે.

અંગ્રેજ ગાંસડી બાંધી ચાલ્યા જશે તો કંઇ હિંદુસ્થાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તે લડશે એવો સંભવ છે. ભરનીંગળને દાબવાથી કશો ફાયદો નથી. તે તો ફુટયેજ છુટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું હશે તો લડી મરશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બ્હાનાથી વચ્ચે પડવાની જરૂર નથી. તેમાં તો આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું છે. આ વિચાર મોડરેટે બરોબર કરવો ઘટે છે. તે વિના સ્વરાજ્ય

હોય નહિ. એક અંગ્રેજ પાદરીએ કહેલા શબ્દો તેઓને હું યાદ આપીશ કે "આપણે સ્વરાજ્ય ભોગવતાં અંધેર હોય તે સહન કરવા જેવું છે, પણ પરરાજ્યની સફાઇ તે દરિદ્રતા છે." માત્ર તે પાદરીના સ્વરાજ્યનો ને હિંદ સ્વરાજ્યનો અર્થ જૂદો છે. આપણે ગોરાનો કે હિંદીનો કોઇનો જુલમ કે દાબ માગતા નથી. ડૂબતાને તરતા શીખવવાનું છે. આમ બને તો એકસ્ટ્રીમીસ્ટ તથા મોડરેટ બન્ને મળે–મળી શકે–મળવા જોઇએ. એક બીજાનો અવિશ્વાસ રાખવાની કે બ્હીવાની જરૂર નથી.

વાંચકઃ—એટલું તમે બે પક્ષને કહો. અંગ્રેજને શું કહેશો?

અધિપતિઃ—તેમને હું વિનયપૂર્વક કહીશ કે તમે મારાં રાજા ખરા. તમે તમારી તલવારથી છો કે મારી ઇચ્છાથી છો એ સવાલ ચર્ચવાની મારે જરૂર નથી. તમે મારા દેશમાં રહો તેનો પણ મને દ્વેષ નથી. પણ તમારે રાજા છતાં નોકર થઇને રહેવું પડશે. તમારૂં કહ્યું અમારે નહિ પણ અમારૂં કહ્યું તમારે કરવું પડશે. આજ લગી તમે આ દેશમાંથી જે ધન લઈ ગયા તે તમને પચ્યું. પણ હવે તમે તેમ કરશો તે નહિ ફાવે. તમે હિંદુસ્થાનનું સીપાઇગરૂં કરવાની ઇચ્છા રાખો તો રહી શકાય તેવું છે. તમારે અમારી સાથે વેપારની લાલચ છોડવી. તમે જે સુધારાની હિમાયત કરો છો તેને અમે કુધારો જાણીએ છીએ. અમારા સુધારાને અમે તમારા કરતાં અત્યંત ચડીયાતો માનીએ છીએ. તેમ તમને સુઝી આવે તો તમારો લાભ છે. તેમ તમને ન સુઝે તો પણ તમારી જ કહેવત પ્રમાણે તમારે અમારા દેશી થઇને રહેવું જોઇશે. તમારાથી અમારા ધર્મને બાધ આવે તેમ ન થવું જોઇએ. તમારો ધર્મ છે કે

તમારે રાજ્યકર્તા હોઈ હિંદુના માનને ખાતર ગાયના માંસનો આહાર છોડવો અને મુસલમાનના માનને ખાતર તમારે બુરા જનાવરનો આહાર છોડવો. અમે દબાએલા તેથી બોલી શક્યા નથી, પણ અમારી લાગણી નથી દુ:ખાઈ એમ તમારે સમજવાનું નથી. અમે સ્વાર્થ કે બીજા ભયથી તમને કહી નથી શક્યા. પણ હવે કહેવું એ અમારી ફરજ છે. તમે સ્થાપેલી નિશાળો ને અદાલતો કંઈ કામની નથી એમ માનીએ છીએ. તેને બદલે અમારી અસલી અદાલતો ને શાળાઓ હતી તે અમારે જોઈશે.

હિંદુસ્થાનની ભાષા અંગ્રેજી નથી પણ હિંદી છે તે તમારે શીખવી પડશે. ને અમો તો તમારી સાથે વ્યવહાર અમારીજ ભાષામાં રાખી શકીશું.

તમે રેલ્વે અને સોલ્જરોમાં અખૂટ પૈસા વાપરો છો તે અમે દેખી શકતા નથી, તેની અમને જરૂર નથી જણાતી. રૂશીઆની બીક તમને હશે, અમને નથી. તે આવશે ત્યારે અમે જોઈ લઈશું. તમે હશો તો આપણે સાથે જોઈ લઈશું. અમારે વિલાયતી કે યુરોપી કાપડ ન જોઈએ. આ દેશમાં પેદા થયેલી વસ્તુઓથી અમે ચલાવી લઈશું. તમારી એક આંખ માંચેસ્ટર ઉપર ને બીજી અમારી ઉપર, એમ નહિ પરવડે. તમારો અને અમારો એકજ સ્વાર્થ છે એમ તમે વર્તો ત્યારે સાથ ચાલી શકે.

તમારી સાથે આ વાત તોછડાઈથી નથી કરી. તમારી પાસે હથીયારબળ છે, નૌકા સૈન્ય ભારે છે. તેની સામે અમે તેવાજ બળથી નહિ લડી શકીએ. પણ જો તમને ઉપલી વાત

કબૂલ ન હોય તો અમે તમારી સાથે નહિ રમીએ. તમારી મરજીમાં આવે અને બને તો તમે અમને કાપજો. મરજીમાં આવે તો તોપે ઉડાવજો. અમને જે પસંદ નથી તે તમે કરો તેમાં અમે તમને મદદ નથી કરવાના ને અમારી મદદ વિના તમારાથી ડગ ભરી શકાય તેમ નથી.

આ વાત તમે તમારી સત્તાના મદમાં હસી કહાડશો એવો સંભવ છે. આજકાલમાં, તમારૂં હસવું મિથ્યા છે, એમ તો તમને વખતે નહિ દેખાડી શકાય. પણ જો અમારામાં દમ હશે તો તમે જોશો કે તમારો મદ નકામો છે. તમારૂં હસવું તે વિપરીત બુદ્ધિની નિશાની હતું.

અમે તો માનીએ છીએ કે તમે હાડે ધર્મી પ્રજાના માણસ છો. અમે તો ધર્મસ્થાનમાં જ વસીએ છીએ. તમે ને અમે કેમ સાથે થયા તે વિચારવું ફોકટ છે. પણ આપણા સંબંધનો આપણે બન્ને સદુપયોગ કરી શકીએ છીએ.

તમે હિંદમાં આવનાર અંગ્રેજો અંગ્રેજી પ્રજાનો ખરો નમુનો નથી, તેમ અમે અર્ધા અંગ્રેજી જેવા બનેલા હિંદીઓ પણ ખરી હિંદી પ્રજાનો નમુનો કહેવાઇ શકતા નથી. અંગ્રેજી પ્રજા જો બધું સમજે તો તમારા કાર્યની સામે થાય. હિંદી પ્રજાએ તો તમારી સાથે સંબંધ થોડોજ રાખ્યો છે. તમે જો તમારો સુધારો કે જે કુધારો છે તેને છોડી તમારા ધર્મનું શોધન કરશો તો તમે જોશો કે અમારી માગણી બરાબર છે. એજ રીતે તમારાથી હિંદુસ્તાનમાં રહેવાય. એમ તમે રહો તો તમારી પાસેથી અમારે કેટલુંક શીખવાનું છે તે શીખશું અને અમારી પાસેથી તમારે ઘણું શીખવાનુ છે તે તમે

શીખશો. આમ કરતાં આપણે લાભ લઇશું ને દુનિયાને લાભ કરીશું. પણ તે તો જ્યારે આપણા સંબંધની જડ ધર્મક્ષેત્રમાં નખાય ત્યારે જ બને.

વાંચક—પ્રજાને શું કહેશો?

અધિપતિઃ—પ્રજા તે કોણ ?

વાંચકઃ—અત્યારે તો તમે જે અર્થમાં વાપરો છો તેજ પ્રજા; એટલે જેઓ યુરોપી સુધારાથી ખરડાયલા છે, જેઓ સ્વરાજ્યનો ધ્વનિ કહાડી રહયા છે તે.

અધિપતિઃ—આ પ્રજાને કહીશ કે જે હિંદીને ખરી ખુમારી ચઢી હશે તેજ ઉપર પ્રમાણે અંગ્રેજને કહી શકશે, અને તેઓના રૂઆબમાં નહીં દબાય.

ખરી ખુમારી તો તેને ચઢે કે જે જ્ઞાનપૂર્વક માને કે હિંદી સુધારો તે સર્વોપરી છે, ને યુરોપી સુધારો તે ત્રણ દહાડાનો તમાસો છે. એવા સુધારા તો કંઈ થઇ ગયા, ને રોળાયા. કંઇ થશે ને રોળાશે.

ખરી ખુમારી તેનેજ હોઈ શકશે કે જે આત્મબળ અનુભવી શરીરબળથી નહિ દબાતા નિડર રહેશે, અને તોપબળનો સ્વપ્ને પણ ઉપયોગ કરવા નહિ ધારે.

ખરી ખુમારી તેને રહેશે કે જે હિંદી અત્યારની દયામણી દશાથી બહુ ન અકળાયો હશે ને જેણે ઝેરનો પ્યાલો પહેલેથી જ પી લીધો હશે.

તેવો હિંદી એકજ હશે તો તે પણ ઉપર મુજબ અંગ્રેજને કહેશે અને તે અંગ્રેજને સાંભળવું પડશે.

ઉપરની માગણી તે માગણી નથી, પણ હિંદીના મનની

દશા સૂચવે છે. માગ્યું નહિ મળે. લીધું લેવાશે, લેવાનું બળ જોઇએ. તે બળ તો તેનેજ હશે કે જે

(૧) અંગ્રેજી ભાષાનો ઉપયોગ ન ચાલતાં જ કરશે.

(૨) જે વકીલ હોઈ પોતાની વકીલાત છોડી દેશે ને પોતે ઘરમાં રેંટીયો લઈ લુગડાં વણશે.

(૩) જે વકીલ હોઈ પોતાનું જ્ઞાન માત્ર લોકોને સમજાવવામાં ને અંગ્રેજોની આંખ ઉઘાડવામાં ગાળશે.

(૪) જે વકીલ હોઈ વાદી પ્રતિવાદીના કજીઆમાં પડશે નહીં, પણ અદાલતોને તજશે ને પોતાના અનુભવે લોકોને તે છોડવાનું સમજાવશે.

(૫) વકીલ હોવા છતાં જેમ વકીલપણું છોડશે તેમ જડજપણું પણ છોડશે.

(૬) જે ડાકટર હોઈ સમજશે કે પોતે ગમે તે ધર્મનો હોય છતાં જે ઘાતકીપણું જીવો ઉપર અંગ્રેજી વૈદકશાળાઓમાં પ્રાણીઓ ઉપર વાપરવામાં આવે છે તે ઘાતકીપણા દ્વારા શરીર સાજું થતું હોય તો પણ તે ન થાય ને માંદું રહે તે ઠીક છે.

(૭) જે ડાકટર હોઈ પોતાનો ધંધો તજશે ને સમજશે કે લોકોનાં ચામ ચુંથવા કરતાં લોકોના આત્માને ચુંથી તેનું સંશોધન કરી તેને સાજા બનાવવા.

(૮) ડાકટર હોવા છતાં રેંટીઓ પોતે પણ લેશે ને લોકો જે માંદા હશે તેને તેની માંદગીનું કારણ બતાવી તે કારણ દૂર કરવા કહેશે. પણ નકામી દવાઓ આપી તેને પંપાળશે નહીં. તે સમજશે કે નકામી દવા નહી લેતાં તે માંદાનું

શરીર પડી જશે તો દુનીયા રંડાવાની નથી, ને તે માણસની ઉપર ખરી દયા કરી ગણાશે.

(૯) જે ધનાઢ્ય હશે છતાં પોતાના પૈસાની દરકાર રાખ્યા વિના જે મનમાં છે તેજ બોલશે, ને ચમરબંધીની પણ પરવા નહિ રાખે.

(૧૦) તે ધનાઢ્ય પોતાનો પૈસો રેંટીઆ સ્થાપવામાં વાપરશે ને પોતે માત્ર સ્વદેશી માલ પહેરી, વાપરી, બીજાને ઉત્તેજન આપશે.

(૧૧) બધા હિંદો સમજશે કે આ સમય પશ્ચાત્તાપનો પ્રાયશ્ચિતનો, શોકનો છે.

(૧૨) બધા સમજશે કે અંગ્રેજનો દોષ કાઢવો તે વ્યર્થ છે. તેઓ આપણે વાંકે આવ્યા, આપણે વાંકે રહ્યા છે ને આપણો વાંક દૂર થયે જશે, અથવા બદલાશે.

(૧૩) બધા સમજશે કે શોકદશામાં મોજશોખ ન હોઈ શકે. જ્યાં સુધી આપણને ચેન નથી ત્યાં સુધી આપણે જેલમાં કે દેશપાર હોઈએ તે ઠીક છે.

(૧૪) બધા હિંદી સમજશે કે આપણે લોકોને સમજાવવાને ખાતર જેલમાં ન જવાય તેવી સાવચેતી રાખવી તે તદ્દન મોહ છે.

(૧૫) સહુ સમજશે કે કહેવા કરતાં કરવાની અસર અજબ થાય છે. નિડર થઈ જે મનમાં છે તે બોલવુંજ ને તે બોલતાં પરિણામ આવે તે સહેવું. ત્યારે તો આપણે આપણા બોલવાની છાપ પાડી શકીએ છીએ.

(૧૬) બધા હિંદી સમજશે કે આપણે દુઃખ સહન કરીને જ બંધન છોડાવી શકીશું.

(૧૭) બધા હિંદી સમજશે કે જે પાપ આપણે અંગ્રેજને તેના સુધારામાં ઉત્તેજન આપીને કર્યું છે તેનું નિવારણ કરવા દેહાંત લગી આંડામાનમાં રહીએ તો જરાએ વધારે પડતું નથી થયું.

(૧૮) બધા હિંદી સમજશે કે કોઈપણ પ્રજા દુઃખ વેઠયા વિના ચઢી નથી. રણસંગ્રામમાં પણ કસોટી તે દુઃખ છે. બીજાને મારવા તે નથી. તેમજ સત્યાગ્રહ વિષે છે.

(૧૯) બધા હિંદી સમજશે કે 'બીજા કરે ત્યારે આપણે કરશું" એ ન કરવાનું બ્હાનું છે. આપણને સારૂ લાગે છે વાસ્તે આપણે કરો, બીજાને ભાસશે ત્યારે તે કરશે; એજ કરવાનો રસ્તો છે. મને સ્વાદિષ્ટ ભોજન જોવામાં આવે તે લેતાં હું બીજાની રાહ નથી જોતો. ઉપર મુજબ પ્રયત્ન કરવો, દુઃખ ભોગવવું એ સ્વાદિષ્ટ ભોજન છે. અકળાઈને કરવું, દુઃખ ઉઠાવવું તે વેઠ માત્ર છે,

વાંચક:—આમ સૌ ક્યારે કરે ને ક્યારે આરો આવે?

અધિપતિ:—તમે વળી ભૂલ્યા. સૌની સાથે મારે ને તમારે પરવા નથી. "આપ આપકી ફોડીઓ, મેં મેરી સંભાળતા હું" એ સ્વાર્થ વચન ગણાય છે. પણ તે પરમાર્થ વચન છે. હું મારૂં ઉજાળીશ તોજ બીજાનું કરીશ. મારૂં કર્તવ્ય મારે કરી લેવું તેમાં બધી કાર્યસિદ્ધિ આવે છે.

તમને છોડયા પહેલાં વળી હું કહી જવાની રજા લઉં છું કે:—

(૧) સ્વરાજ્ય તે આપણા મનનું રાજય છે.

(૨) તેની ચાવી સત્યાગ્રહ કે દયાબળ છે.

(૩) તે બળ અજમાવવા સર્વથા સ્વદેશી પકડવાની જરૂર છે

(૪) જે આપણે કરવા માગીએ છીએ તે અંગ્રેજની ઉપર દ્વેષભાવે નહિ, તેમને દંડ કરવાને ખાતર નહિ, પણ તેમ કરવું એ આપણું કર્તવ્ય છે. એટલે અંગ્રેજ નીમકવેરો કાઢી નાખે, લીધેલું ધન પાછું આપે, બધા હિંદીને મ્હોટા હોદ્દા આપે, લશ્કર ખેંચી લે, તો કંઈ આપણે તેમના સંચાનું કાપડ પહેરશું કે અંગ્રેજી ભાષા વાપરશું અથવા તેની હુન્નરકળાનો ઉપયોગ કરીશું એમ નથી. તે બધું વસ્તુતઃ ન કરવા જેવું છે વાસ્તે નથી કરવાના એ સમજવાનું છે.

જે કંઈ મેં કહ્યું છે તે અંગ્રેજના પ્રત્યે દ્વેષભાવે નહિ પણ તેમના સુધારાના પ્રત્યે દ્વેષભાવે કહ્યું છે.

મને લાગે છે કે આપણે સ્વરાજ્યનું નામ લીધું છે પણ તેનું સ્વરૂપ સમજ્યા નથી. એટલે જેવું હું સમજ્યો છું તેવું સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે. તેવું સ્વરાજ્ય લેવા ખાતર આ દેહ અર્પણ છે એમ મન સાક્ષી પૂરે છે.



# એક સત્યવીરની કથા.

અથવા

# સોક્રેટીસનો બચાવ.

# પ્રસ્તાવના.

અતિ મહાપુરૂષ, નીતિવાન, વીર સોકરેટીસ ઈસ્વીસન પૂર્વે ૪૭૧ની સાલમાં થઈ ગયો. તે ગ્રીસ દેશમાં જન્મ્યો હતો અને તેની જીંદગી નીતિનાં ને પરોપકારનાં કામો કરવામાં ગઈ હતી. તેની નીતિ, તેના ગુણો કેટલાક અદેખા માણસો નહિ દેખી શક્યા; તેથી તેની ઉપર ખોટાં તહોમતો મુકવા લાગ્યા. સોકરેટીસ ખુદાથી બહુ ડરીને ચાલનારો હતો, તેથી માણસોની ટીકાની થોડી દરકાર કરતો. તેને મ્હોતનો ભય નહોતો. પોતે સુધારક હતો, અને ગ્રીસની રાજધાની-એથેન્સના લોકોમાં જે સડો દાખલ થયો હતો તે કહાડવાને તે મથતો-તેમ કરતાં ઘણા લોકોના સંબંધમાં તે આવતો. જુવાનીઆઓનાં મન ઉપર તેણે બહુ સારી અસર કરી હતી, અને તેઓનાં ટોળાં તેની પાછળ ફરતાં. આથી કેટલાક લૂંટારાઓને લૂંટવાનું મળતું તે બંધ થયું. માણસોને બગાડીને જેઓ પોતાની કમાણી કરતા તેઓની કમાણીમાં હરકત પહોંચવા લાગી.

એથેન્સમાં એવો નિયમ હતો કે જેઓ ત્યાંના બંધારણ મુજબના ધર્મ પ્રમાણે ન ચાલે, અને બીજાને તેમ નહિ ચાલવાને શીખવે તેને ગુન્હેગાર ગણવો. તેવા માણસોનો ગુન્હો સાબેત થાય તો તેને મ્હોતની સજા થાય.

સોકરેટીસ પોતે રાજ્યધર્મ પ્રમાણે ચાલતો. પણ તેમાં જે પાખંડ દાખલ થયું હતું તે નાબૂત કરવાનું બીજાઓને બેધડક શીખવતો અને પોતે પાખંડથી દૂર રહેતો.

એથિન્સના કાયદા પ્રમાણે આવી જાતના ગુન્હાની તપાસ

પંચની આગળ ચાલતી. સોકરેટીસની ઉપર રાજ્યધર્મને તોડવાનું અને બીજાઓને તોડવા માટે શીખવવાનું તોહોમત મુકવામાં આવ્યું હતું, ને તેની તપાસ મહાજન મંડળ પાસે ચાલેલી. મહાજનના ઘણા માણસોને સોકરેટીસના શિક્ષણથી નુકશાન થયું હતું તેથી તેઓને સોકરેટીસ ઉપર વેરભાવ હતો. તેઓએ ખોટી રીતે સોકરેટીસને ગુન્હેગાર ઠરાવ્યો, અને તેને ઝેર પીને મરવાની સજા કરી. કોઈને દેહાંતદંડની શિક્ષા થતી ત્યારે તેનો અંત લાવવાના ઘણા રસ્તા લેવાતા. તેમાંથી સોકરેટીસને ઝેર પીને મરવાની સજા થયેલી.

આ વીર પુરૂષ પોતે ઝેર પીને મરણ પામ્યો અને જે દિવસે તે ઝેર પીવાનો હતો તેજ દહાડે તેણે શરીરના નાશવંતપણા ઉપર અને જીવના અમરપણા ઉપર પોતાના એક મિત્ર–સાગરીત આગળ વ્યાખ્યાન કરેલું. એમ કહેવાય છે કે ઝેર લેતાંની છેલ્લી ઘડી સુધી સોકરેટીસ જરાએ ડરેલો નહિ અને તેણે હસમુખે ચહેરે તે પીધેલું. પોતાને જે વ્યાખ્યાન કરવાનું હતું તેનું છેલ્લું વાકય બોલીને, જેમ આપણે શરબતનો પ્યાલો રંગથી પીશું તેમ તેણે ઝેરનો પ્યાલો રંગથી પીધો.

આજે દુનિયા સોકરેટીસને સંભારે છે. તેના શિક્ષણથી લાખો માણસને ફાયદો થયો છે. તેની ઉપર તહોમત મુકનારને અને તેને સજા આપનારને દુનિયા વખોડે છે. સોકરેટીસ તો અમર થઇ ગયો છે અને તેના અને તેના જેવાના નામથી ગ્રીસ આખું પંકાયલું છે.

સોકરેટીસે પોતાનો બચાવ કરતાં જે ભાષણ કર્યું તેની નોંધ તેના સાગરીત પ્રખ્યાત પ્લેટોએ લખી છે. તેનો તરજુમો ઘણી ભાષાઓમાં થયો છે. તેનો બચાવ બહુ સરસ

અને નીતિના રસથી ભરેલો છે. તેથી અમે તે અહીં આપવા માંગીએ છીએ. અમે શબ્દે શબ્દ તરજુમો નહિ આપતાં તેનો મુખ્ય સાર આપીશું.

આપણે દક્ષિણ આફ્રીકામાં બલ્કે આખા હિંદમાં હજી ઘણાં કામો કરવાનાં છે. ત્યારેજ હિંદની હાડમારી દૂર થાય તેમ છે. આપણને સોકરેટીસની માફક જીવતાં અને મરતાં આવડવું જોઇએ. સોકરેટીસ તે વળી મોટો સત્યાગ્રહી હતો. તે પોતાનીજ પ્રજાની સામે સત્યાગ્રહી થયો. તેથી ગ્રીક પ્રજા મોટી થઇ. આપણે કાયર થઇને, અથવા આપણને માન નહિ મળે કે આપણો જીવ જશે, એવી ધાસ્તીથી આપણામાં રહેલી ખામીઓ નહિ તપાસીએ, જાણ્યા છતાં તે તરફ પ્રજાનું ધ્યાન નહિ ખેંચીએ ત્યાં લગી, બ્હારના સેંકડો ઇલાજો લેતાં છતાં–કોંગ્રેસો ભરાતાં છતાં–એક્સ્ટ્રીમીસ્ટ બનતાં છતાં–હિંદનું ભલું કરવાના નથી–તેનું ભલું તેમ થવાનું નથી. ખરા દરદને પીછાની તેને ઉઘાડું કરી, તેને લાગુ પડે તેવા ઇલાજો લઇ, જયારે હિંદનું બ્હારનું અને અંતરનું શરીર દરદ રહિત થઇ ચોખ્ખું થશે ત્યારે અંગ્રેજી કે બીજા જુલમરૂપી જંતુઓ તેને કશી ઇજા પ્હોંચાડી શકશે નહિ. પણ જો શરીર સડેલું–પોતે સડેલું હશે તો એક જાતના ચેપી જંતુ નાબુદ કરીશું તો તેની જગ્યાએ બીજી જાતના ચેપી જંતુ ચડી બેસશે, અને હિંદ–શરીરને પાયમાલ કરશે.

આ વિચારો ધ્યાનમાં લઇ, સોકરેટીસ જેવા મહાત્માના વાકયોને અમૃત સમાન જાણી તેના ઘુંટડા અમારા વાંચનાર પીએ અને તેથી અંતર્ રોગને નસાડી બીજાને એવા રોગ નસાડવામાં મદદ કરે એવા હેતુથી અમે સોકરેટીસના ભાષણનો સાર આપીએ છીએ. મો. ક. ગાંધી.

# એક સત્યવીરની કથા.

## સોક્રેટીસનો બચાવ.

હે એથેન્સના લોકો, મારી ઉપર તહોમત મુકનારાના બોલથી તમે કેટલે દરજ્જે દોરવાયા છો તેની મને ખબર નથી. તેમનાં વચન એવાં મરમવાળાં અને સાચાં દેખાતાં હતાં કે હું પોતે મારૂં ભાન ભૂલી ગયેલો. છતાં હું કહુંછું કે તેઓ જે બોલ્યા છે તે જુઠાણું છે. તેઓના બધા જુઠાણામાંનું એક તો મને બહુ અજાયબી ભરેલું લાગ્યું. તેઓએ તમને કહ્યું છે કે તમારે મારા છટાદાર ભાષણથી ભોળવાઈ ન જવું. છટા તો તેઓ વાપરે છે. મને છટા આવડતી નથી. પણ જો સત્યને તેઓ છટા કહે તો તે મારામાં છે એમ હું કબૂલ કરૂંછું. પણ જો મને સત્યવાદી તરીકે તેઓ કબૂલ રાખે તો તેઓ જેને છટાદાર માને છે તેવી જાતનો છટાદાર હું નથી. કેમકે તેઓ ભપકાથી બોલ્યા છે, છતાં તેઓના બોલમાં કંઇ સાચું નથી. હું તો તમારી આગળ જે સાચું છે તેજ, અને તે બધું રજુ કરવાનો છું. હું કંઇ તમારી આગળ ઘરેલું ભાષણ લાવ્યો નથી. હું થરડો છું. મારે તમારી આગળ છટા કે ભપકો વાપરવાનાં હોય નહીં. એટલે હું જેમ તમારી આગળ હમેશાં બોલુંછું તેવીજ સાદાઇથી બોલું તો તમે તાજુબ ન થજો. મને હવે સીતેર કરતાં વધારે વરસ થયાં છે. તેમાં આજે પહેલોજ મને અદાલતનો અનુભવ થાય છે. તેથી અદાલતના ભપકાની અને

અદાલતની ભાષાની મને ખબર નથી. એટલે મારા શબ્દોનો તમે ખ્યાલ ન કરજો. જડજ તરીકે તમારૂં કામ, હું ન્યાયી વાત કરૂંછું કે નહીં તે જોવાનું છે. મારૂં કામ તમારી આગળ સાચુંજ રજુ કરવાનું છે.

મારી ઉપર ઘણા માણસોએ તહોમત મૂક્યાં છે. તેમાંનું એક એ છે કે હું બધી જાતની શોધ કરૂં છું ને જે ખોટું છે તે ખરૂં કરીને બતાવું છું ને લોકોને ભમાવું છું. આ તહોમત મૂકનારાઓ જોરાવર છે. તેઓ જણાવે છે કે હું આપણા બાપદાદાનો ધર્મ જાળવતો નથી, આવી વાતો તેઓએ તમારા કાને તમારા બચપણથી નાંખીને તમને ભંભેર્યા છે. વળી મારી ગેરહાજરીમાં તમને વાતો કરી છે. તેથી હું તમારી આગળ મારો બચાવ નથી કરી શક્યો. તેઓએ અદેખાઇથી કે લુચ્ચાઇથી તમારી આગળ વાતો કરીને તમારાં દિલ ઉશ્કેર્યાં છે તે સાફ થાઓ એમ ઈચ્છું છું. પણ હું જાણું છું કે તે કામ કઠણ છે. છતાં મારે જે કહેવું ઘટે તે કહીશ. પરિણામ ખુદાને જે ગમે તે ભલે આવે.

તેઓ શું કહે છે તેનો સાર હું ઉપર કહી ગયો. વળી તે મારા નાટક કરે છે. તેમાં બતાવે છે કે હું હવામાં ફરવાના અખતરાઓ કરૂં છું. આની મને તો ખબર પણ નથી. હવામાં ન ફરી શકાય એમ હું કહેતો નથી. તેવું જાણનાર કોઇ હોય તો તે ભલે તેવા અખતરા કરે. પણ મને તો તેનું ભાન નથી. છતાં મેલીટસ મારી ઉપર તેવો આરોપ મુકે છે. મહાજનમાંથી તમે ઘણાઓ મારા સહવાસમાં હમેશાં આવ્યા છો. તમે એક બીજાને પૂછી જોજો કે એવી વાત સુદ્ધાંએ મ્હેં

કોઈ વ્હાડે કોઈને કરી છે ? અને જો તમે બધા કહી શકો કે મ્હેં કોઇને એવી વાત નથી કરી તો તમે સમજી શકશો કે જેવું આ તહોમત ખોટું છે તેવાં બીજાં પણ હોવાં જોઇએ.

વળી મારા વિરોધીઓ કહે છે કે હું લોકોને શીખવું છું ને તેના બદલામાં પૈસા લઉં છું. આ તહોમત પણ જુઠું છે. કદી તે વાત ખરી હોય તો તેમાં હું કાંઈ ખરાબ સમજતો નથી. આપણામાં ઘણા શિક્ષકો છે, તે પોતાનું મહેનતાણું લે છે. અને તેઓ બરાબર શીખવે ને તેઓને પૈસા મળે તેમાં કંઈ ગેરઆબરૂ હું માનીશ નહીં. આપણી પાસે જાનવર હશે તો તેને શીખવવાને આપણે માણસ રાખીશું ને તેને પૈસા આપીશું. ત્યારે શું આપણાં છોકરાંઓને આપણે સારાં થતાં, શેહેરી તરીકેની ફરજ બજાવતાં નહીં શીખવીએ ? અને તેઓને સારે રસ્તે લઈ જનાર શિક્ષક મળે તો તેને આપણે પૈસા અને માન બન્ને નહીં આપીએ ? પણ મને તો આવી રીતે શીખવવાનું બન્યુંજ નથી.

ત્યારે તમે કહેશો કે "જો તારામાં કાંઈ ખરાબી નથી તો આટલાં તહોમતો કેમ મૂકવામાં આવે છે ? જો તેં માણસોને ખાસ ભમાવ્યા ન હોય તો બીજાની ઉપર નહીં ને તારી ઉપરજ કેમ તહોમતો આવે છે ?" આવો સવાલ તમે પૂછો તે ગેરવ્યાજબી નહીં ગણાય. મારી ઉપર તહોમતો કેમ મૂકાયાં છે તેનું કારણ બતાવવાની હું મહેનત કરીશ. તમને કદાચ મારૂં બોલવું મશ્કરીરૂપે લાગશે. છતાં ખાત્રી રાખજો કે હું જે સાચું છે તેજ કહીશ. મારી ઉપર તેઓ તહોમત મૂકે છે તેનું કારણ એ છે કે મારી પાસે અમુક જ્ઞાન છે. એ

જ્ઞાન કેવું છે એમ તમે પૂછશો તો હું કહીશ કે તે જ્ઞાન ભલે માત્ર મનસ્વી હોય, પણ તે મારામાં જેટલું છે તેટલું બીજામાં નથી એમ આપણા દેવે પણ કહ્યું છે.

દેવવાણી એમ થઈ છતાં મ્હેં તે તુરત નહીં માન્યું, તેથી આપણામાં જે સર્વથી જ્ઞાની માણસ કહેવાતો હતો તેની પાસે હું ગયો. તેને કેટલાક સવાલો કર્યા. તે ઉપરથી મ્હેં જાણ્યું કે તેને તો જ્ઞાનનો ડોળ જ હતો. મને જ્ઞાનનો ડોળ નહોતો. તેટલે દરજ્જે હું તેના કરતાં વધારે જ્ઞાની હોવો જોઈએ એમ મને જણાયું. કેમકે જે માણસ પોતાનું અજ્ઞાન જાણે છે તે, અજ્ઞાનને નહીં જાણનાર કરતાં જ્ઞાની છે તેમ કહી શકાય. પણ જ્યારે પેલા જ્ઞાનીનું અજ્ઞાન મ્હેં બતાવ્યું ત્યારે તેની આંખે હું ચડયો. પછી બીજા જ્ઞાની આગળ હું ગયો. તેણે પણ જ્ઞાનનો ડોળ કર્યો—પોતાનું અજ્ઞાન ઢાંક્યું. આ વાત મ્હેં તેને બતાવી તેથી તે પણ મારો વેરી બન્યો. આમ હું ઘણા જણની આગળ ગયો અને તે બધાએ પોતાનું અજ્ઞાન ઢાંક્યું. બધાને મેં તેઓનો ડોળ હતો તે બતાવ્યો ને તેથી તેઓની પાસે હું કડવો થયો. મારા અનુભવમાં મેં એમ જોયું કે જેમ જ્ઞાનનો ડોળ વધારે હતો તેમ હકીકતમાં વધારે અંધારૂં હતું. મેં એમ પણ જોયું કે ખરૂં જ્ઞાન તો એ છે કે આપણે બહુ અજાણ છીએ એનું ભાન લાવવું.

હું ઘણા કવિઓની આગળ ગયેલો, ઘણા હુન્નરીઓ પાસે ગયેલો. મને માલમ પડયું કે ઘણા કવિઓ પોતાનું લખાણ નહિ સમજાવી શકયા. હુન્નરીઓ બેશક પોતાના હુન્નરમાં ચઢીઆતા હતા, પણ હુન્નરની મગરૂરીમાં તેઓએ એમ માની

લીધું કે બીજી બાબતોમાં પૈ તેઓને બીજાના કરતાં વધારે જ્ઞાન હોવું જોઇએ. આમ તેઓ બધા ગોથાં ખાતા હતા. મને તો આપણી અજ્ઞાન દશાનું ભાન તે બધાના કરતાં વધારે હતું એમ મેં જોયું.

હવે તમે સમજી શકો છો કે કેમ એટલા બધા તહોમત મુકનારાઓ મારી સામે છે. આપણે કેવા અજ્ઞાન છીએ, અને માણુસ જાતનું જ્ઞાન કેટલું બધું ટુંકું છે તેનો આબેહૂબ ચીતાર આપવામા રોકાઇને મેં રાજ્યની બીજી સેવા નથી કરી. મારૂં પોતાનું બધું છોડયું છે ને હુ પોતે અત્યત ગરીબ રહ્યો છું. પણ મને લાગ્યું કે જો હું માણુસને તેના અજાણુપ-ણાનું ભાન કરાવું તો તમાં હું ખુદાની સેવા કરૂં છું. અને તે સેવા મેં પસંદ કરી છે તેથી મારા ઉપર લોકોની ઇતરાજી વધી છે.

વળી કેટલાક જુવાનીઆઓ જેઓને બહુ કામ નથી તેઓ મારી પાછળ ફરે છે ને હું સવાલો કરૂં છું તેમ તેઓ પણ અર્ધજ્ઞાનીઓને સવાલ કરે છે. આમ થવાથી જેને સવાલ કર-વામાં આવે છે ને જેઓનું પોકળ ખુલ્લું થાય છે તેવા માણુસ મારી ઉપર ગુસ્સે થાય છે. મારી ઉપર તેઓ બીજું કાંઈ તહોમત નથી મૂકી શકતા, તેથી તેઓ કહે છે કે "આ માણુસ જોઇએ તે કરતાં ઉંડો ઉતરે છે, આપણા દેવને માનતો નથી, તે ખરાબને સારૂં કહી બતાવે છે." આવા માણુસો પોતાનું અજ્ઞાન ઢાંકવાની ખાતર બધાના કાન મારી વિરૂદ્ધ ખોટી રીતે ભંભેરે છે. તેવાઓમાં મેલીટસ અને બીજા માણુસો છે. મેલીટસ એમ કહે છે કે હું એથેન્સના જુવાનીઆઓને બગાડું છું. હવે મેલીટસને જ હું સવાલ પૂછું છું.

સોક્રેટીસ પૂછે છે:–મેલીટસ, તમને નથી લાગતું કે જુવાનીઆઓને બને તેટલી રીતે સદ્ગુણી કરવા ?

મેલીટસ કહે છે–મને તેમ લાગે છે.

સો:—ત્યારે જુવાનીઆઓને સદ્ગુણી કોણ બનાવે છે ?

મે:—ધારાઓ.

સો:—મારા સવાલનો જવાબ નથી મળ્યો. મેં પૂછ્યું કે 'કોણ' તેઓને સારા કરે છે ?

મે:—એ તો ન્યાયાધીશો કરે છે.

સો:—શું તમે એમ કહો છો કે જેઓ ઈન્સાફની ગાદીએ બેઠા છે તેઓ સદ્ગુણ શીખવી શકે છે.

મે:—બેશક.

સો:—બધા કે તેઓમાંના કેટલાક જ ?

મે:—બધાએ.

સો:—તમે ઠીક કહ્યું. હવે હું પૂછું છું કે જેઓ અહિં સાંભળવાને આવ્યા છે તેઓ તેવું શિક્ષણ આપી શકે નહિ ?

મે:—તેઓ પણ આપી શકે.

સો:—ત્યારે તમે એમ કહો છો કે એથન્સના બધા લોકો સદ્ગુણ શીખવી શકે છે ! ને માત્ર હું જુવાનીઆને બગાડું છું !

મે:—હું એમજ કહું છું.

સો:—તમે તો મારી ઉપર ભારે તહોમત લાવ્યા. તમે જે કહો છો તે બાત ઘોડાઓને પણ લાગુ પડતી હશે. ઘણા માણસો તેઓને સુધારી શકે ને થોડાજ બગાડે એમ તમે કહેશો? કે ખરૂં જોતાં ઘોડાના તાલીમબાજ તો ઘણાજ થોડા હોય ને

બાકીના તો એવી બાબતમાં અજાણ્યા હોય ? એવો જ કાયદો વળી બીજા પ્રાણીઓને સારૂ છે એમ પણ તમે કબુલ નહિ કરો ? મને તો લાગે છે કે તમારે તે વાત કબુલ કરવીજ પડશે. કેમકે તે તદ્દન દેખીતી છે. અને માણસને સારૂ જૂદો ધારો છે એમ કહેવામાં તમે મારી ઉપર વગર સમજે આરોપ મૂકો છો એવું હું તો જોઉં છું. વળી તમે એમ કબુલ નહિ કરો કે જેઓ નઠારા માણસની પાસે ઘણો વખત રહે તેઓની તેમને અસર થાય છે ?

મે:—એ તો હું કબુલ કરીશ.

સો:—ત્યારે તમે એમ કહેશો કે કોઇ કોઇ માણસ પોતાની મેળે પોતાનું બુરૂં કરવા ઇચ્છે છે.

મે:—એમ તો મારાથી નહિ કહેવાય.

સો:—ત્યારે હવે કહો કે હું જુવાનીઆઓને જાણી જોઇને બગાડું છું કે અજાણે ?

મે:—હું કહું છું કે તમે તેઓને જાણી જોઇને બગાડો છો.

સો:—એમ તમારાથી કેમ કહી શકાય ? તમે જુવાન છો. હું બુઢ્ઢો છું. તમે માનો છો કે હું એટલું ન સમજી શકું કે જો હું બીજાઓને બગાડું તો હું પણ વધારે બગડું ? આવું તમે તો ઉપર કબુલ કરી ગયા છો. કેમકે આપણે જોયું કે નઠારાની સોબત કરનાર નઠારા બને. આમ હું નુકશાન પામવા ઇચ્છું છું એમ કોઇ માનશે નહિ. અને જો આ મારી દલીલ ખરી હોય તો પછી દેખીતી રીતે બગાડવાનો આરોપ ઉડી જાય છે. હવે એમ કહો કે હું અજાણે બગાડું છું. એમ હોય તો તમારી ફરજ મને શીખવવાની હતી. તમે તો મને સુધારવાનો

પ્રયત્ન પણ નથી કર્યો. મારી પાસે પણ તમે નથી આવ્યા. મને તો તમે સજા કરવાને ખાતર એકદમ ખડો કર્યો છે. આ રીતે મેલીટસે કહ્યું તે બતાવે છે કે તેણે કાઇ દીવસ ઉંડી બાબતો પર વિચાર કર્યો નથી. હવે હું કેવી રીતે જુવાનીઆઓને બગાડું છું તેની તપાસ કરીએ. મેલીટસ! તમે એમ કહો છો કે આપણું શહેર જે દેવતાઓને માને છે તેને નહિ માનવાનું તેઓને શિખવીને હું બગાડું છું?

મેઃ—હું બેશક એમજ કહું છું.

સોઃ—ત્યારે તમે શું કહો છો? શહેર માને છે તે દેવતાને નહિ માનવાનું હું શીખવું છું કે બીજા દેવતાને માનવાનું શીખવું છું?

મેઃ—હું તો એમ કહું છું કે તમે દેવતા માત્રને માનતા નથી.

સોઃ-શાબાશ! મેલીટસ! તમે તો એમ કહો છો કે આખું શહેર સૂર્ય ચંદ્રને માને છે પણ હું નથી માનતો.

મેઃ—હું તો એમજ કહું છું કે તમે માનો છો કે સૂર્ય એ પથરો છે ને ચંદ્ર એ મટોડી છે.

સોઃ—તમારી વાત કોણ માનશે? જે આરોપ મારી પર નાખો છો તે કોઈ કબૂલ નાહ કરી શકે. કેમકે હું જો એવું શીખવવા જઉં તો સો કહી શકે કે તે કંઇ નવું શિક્ષણ નથી. તે તો બીજાઓ કહેતા આવ્યા છે. વળી મેં પોતે તેઓનું કહેવું માન્યું નથી. પણ જો તમે મારી ઉપર સૂર્ય ચંદ્ર વિષે આમ તહોમત મૂકો છો તો તમે એમ પણ કહેશો કે હું 'ખુદા છે' એમ પણ માનતો નથી.

મે:—હું ચોક્કસ રીતે કહું છું કે તમે ખુદાના હોવાપણાનો ઈનકાર કરો છો.

સો:—ત્યારે તો તમે જે બને નહિ એવી વાત જાણી બુજીને કરો છો. ખુદા નથી એમ મારાથી કેમ કહેવાય ? કોઈ એમ કહી શકે કે માણસોને લગતી વસ્તુઓ છે પણ માણસોની પોતાની હયાતી નથી ? અથવા ઘોડાઓને લગતી વસ્તુઓ છે ને ઘોડાઓ નથી ? ફીરસ્તાને લગતી વસ્તુ છે ને ફીરસ્તા નથી?

મે:—જેને લગતી વસ્તુ હોય તેની હયાતી હોય.

સો:—તમે કબૂલ કરો છો કે હું દેવતાઓને લગતી વાત કરૂં છું એટલે દેવતાઓ છે એમ હું કબુલ કરૂં છું, એમ તમારે ગણવું જ જોઇએ.

એટલે મારે હવે મેલીટસના તહોમત બાબત વધારે કહેવાનું રહેતું નથી. હું વળી માનું છું કે આમના (પ્રજાના) ઘણાઓ મારી સામે છે. મેલીટસ વિગેરે જે કહે છે તે ઉપરથી તમે મને ગુન્હેગાર નહિ ઠરાવો. પણ આમની અદેખાઇ અને તેઓએ મૂકેલા દોષથી હું ગુન્હેગાર ઠરીશ. પણ તેવી રીતે ઘણા ભલા માણસોની ઉપર વીતલી છે અને હજુ બીજાઓ ઉપર વીતશે.

પણ કોઈ કહેશે કે:-“ સોક્રેટીસ, જે અભ્યાસને લીધે તમારે મ્હોત ભોગવવું પડે તેવું છે તેવા અભ્યાસમાં ગુંથાવાથી તમને શરમ નથી” ? આવા માણસોને હું સારી પેઠે કહી શકું છું કે:-‘ તમે બરાબર નથી કહેતા. એક નજીવો માણસ હોય તેણે પણ મ્હોતનું જોખમ તો માથે ફેરવવું જોઇએ. કોઇ પણ કામ કરતાં તેણે એકજ વિચાર કરવો જોઈએ. અને તે એ કે તે બાબત વ્યાજબી છે કે ગેરવ્યાજબી ? તે કામ સારા માણસને છાજે

એવું છે કે નહિ? તમે કહો છો એ મુજબ જેમાં મરણનું જોખમ રહેલું છે એ કામ ખરાબ હોય તો ટ્રોયના મહાન યોદ્ધાઓ ફરજ બતાવતાં રણમાં મુવા તે બધા ઘણા ખરાબ માણસો ગણાવા જોઈએ. પેટ્રોકલસને તેની માએ કહ્યું કે જો હેકટરને તું મારીશ તો તારે પણ તુરત મરવું પડશે. ત્યારે પેટ્રોકલસે જવાબ આપ્યો કે:—"દુષ્ટ હેકટરને મારીને મારે મરવું પડે એ બનાવ બીકણ થઇને જીવવા કરતાં હજાર દરજ્જે સારો કહેવાય" પેટ્રોકલસ મ્હોતથી ડર્યો નહિ. પ્રમાણ એવું છે કે જ્યારે કોઇ પણ માણસે ખરૂં સમજીને અમુક પગથીઉં લીધું હોય અથવા અમુક પગથીઆ પર તેને તેના ઉપરીએ મૂકયો હોય ત્યારે તે પગથીઆ ઉપરથી મ્હોતના કે બીજા એવા ડર છતાં તેણે ખસવું ન જોઈએ.

વળી જુઓ, જ્યારે હું આ રાજ્યમાં નોકરી કરતો હતો ત્યારે મારા સુબાએ મને જે જગ્યા સોંપી હતી તે જગ્યાને મ્હોતનો ભય હતો છતાં હું વળગી રહ્યો. હવે જ્યારે મારૂં દિલ મને અમુક જ્ઞાન ગ્રહણ કરવાનું કહે છે તે હું મ્હોતના ડરથી ન કરૂં, કે તેને વિષે કંઈ ન બોલું તો તે કેવું તાજુબી ભરેલું ગણાય? જો હું મ્હોતનો ભય રાખું તો હું અજ્ઞાન છું એમ જે હું માનુ છું તે મારી માન્યતાને દોષ આવે છે. અને જો અજ્ઞાન છતાં જ્ઞાનનો ડોળ ઘાલું, તો બેશક મારી ઉપર કામ ચાલવું જોઇએ. મ્હોતનો ડર રાખવો એ જ્ઞાનનો ડોળ ઘાલવા બરોબર છે. કેમકે મ્હોતને વિષે કાંઈ ભય રાખવા જેવું છે એમ કોણ જાણી શકયું છે? મ્હોત એ માણસને સર્વથી વધારે ફાયદો કરનારી વસ્તુ છે એમ કેમ નહીં માનીએ? માણસો તેનાથી ડરે છે, કેમ જાણે તેઓને ખબર હોય નહીં કે મોત તે ખરા-

બમાં ખરાબ વસ્તુ છે! આમ જે આપણે જાણતા નથી તે જાણવાનો ફાંકો ધરાવવો એથી મોટું અજ્ઞાન બીજું કયું? આવી બાબતોમાં બીજાઓના કરતા મારા વિચારો જુદા છે. જો મારામાં કાંઈ ડહાપણ હોય તો તે એ છે કે મને મ્હોત વિષે કાંઇ જ્ઞાન નથી. તેથી હું તે વિષેનું મારૂં અજ્ઞાન ઢાંકતો નથી. પણ મારે અનીતિથી ચાલવું અથવા મારા ઉપરીના વાજબી હૂકમોથી ઉલટું ચાલવું તે હું ખોટું ગણું છું. એટલે જે હું ખરૂં માનું છું તે કોઈ જાતની બીકને લીધે કદી છોડ નારો નથી. તેથી કદાચ તમે મારી ઉપર આરોપ મુકનારની વાત ન માનીને એમ કહો કે:–"સોક્રેટીસ, હાલ અમે તને સજા નથી કરતાં, પણ તે એવી શરતે કે જે અભ્યાસ તું કરે છે તે તારે છોડી દેવો. હવે પછી જો તું તેવું કરશે તો તને અચીત મ્હોતની સજા મળશે." તો હું તમને કહીશ કે–:"હે એથેન્સના લોકો, તમને હું માન આપું છુ, તમને હું ચાહું છું, પણ તમને હું તાબે થવા કરતાં ખુદાને તાબે થવું તે હું વધારે પસંદ કરૂં છું. અને જ્યાં સુધી મારામાં દમ અને તાકાત છે ત્યાં સુધી હું મારા તત્વજ્ઞાનનો અભ્યાસ ચાલુ રાખીશ, અને જેઓ મને મળશે તથા સાંભળશે તેને નીચે પ્રમાણે બોધ આપીશ:—

"અરે એથેન્સના ઉત્તમ માણસો! તમે પ્રખ્યાત શહેરમાં વસનારા છો. તમે બળવાન ગણાઓ છો તમે ડાહ્યામાં ખપો છો. છતાં તમે પૈસાદાર થવા માંગો છો. પૈસો મેળવતાં શું ળ-કરો છો તે જોતાં નથી. તમે હોદ્દા મેળવવાની, ને કીર્તિ મેળ-વવાની કાળજી રાખો છો. આમ કરતાં તમને કેમ શરમ નથી

આવતી ? તમને તમારા અરવાં (આત્મા) ની, તમારા જ્ઞાનની, સત્યતાની દરકાર નથી. તમારો આત્મા કેમ ઉંચે ચડે તેનું તમે ભાન રાખતા નથી. ”

મારા આમ કહેવા ઉપરથી કોઈ મને કહેશે કે તે પોતે તો પોતાના આત્માની દરકાર રાખે છે, સત્યતાનું સેવન કરે છે; તો હું તેવા માણસને છોડી દઈશ નહીં. હું તેને પૂછીશ કે તે કેવી રીતે એ બધું કરે છે? હું તેની કસોટી કરીશ ને પછી જવા દઈશ. તેની કસોટી કહાડતાં જો તે સચ્ચાઈનો ડોળ કરે છે, ને ખરૂં જોતાં તેનામાં સચ્ચાઈ છે જ નહીં એવું મને જણાશે તો હું તેને ઠપકો આપીશ ને તેને ચોખ્ખી રીતે જણાવીશ કે જગત્માં જે ઘણીજ કીંમતી વસ્તુ છે તેની કીંમત તેના મનમાં કાંઈ જ નથી, ને જેની ખરૂં જોતાં કીંમત નથી તેને તે કીંમતી ગણે છે. આ પ્રમાણે હું બધા માણસો સાથે વર્તીશ–પછી ભલે તે આ શહેરના રહનાર હોય કે પરદેશી, ભલે જુવાન હોય કે બુઢ્ઢા. તમને તો હું વધારે જોરથી એજ વાત કહીશ. કેમકે તમે મને વધારે ઓળખો છો. તમારી સાથે હું વધારે સંબંધ ધરાવું છું. હું જે કહું છું તે ખુદાઈ ફરમાન છે. એમ ખાતરી રાખજો. હું તો એમ પણ કહું છું કે ખુદાના ફરમાનો મને બહુ પ્યારા છે અને એમાંજ આ શહેરનું બહુ મોટું ભલું સમાયેલું છે. મને એક જ ધંધો છે. હું નાના મોટાંને બધાને એકજ વાત સમજાવ્યા કરૂં છું. અને તે એ કે જાન–માલની થોડી દરકાર કરજો–આત્માની ખૂબ સંભાળ રાખજો; તે કેમ વધે તેવા ઉપાય લેજો. સદ્ગુણ તે દોલતમાંથી પેદા નહીં થાય; પણ દોલત અને દુન્યવી બીજી

વસ્તુઓ સદ્‌ગુણ હશે તો મળી રહેશે. જો આમ શીખવવામાં હું આ શહેરના લોકોને બગાડું છું એમ કોઈ કહે તો એનો અર્થ એ થયો કે સદ્‌ગુણ એ દુર્ગુણ છે. જો કોઇ એમ કહે કે ઉપર સિવાયની બીજી વાત હું કહું છું સો તે માણસ તમને ખોટે રસ્તે દોરે છે.

તેથી હું તમને કહું છું કે તમે મારી વિરૂદ્ધની વાત માનો યા ન માનો, મને છોડી મુકો યા ન છોડી મુકો, અને મારે ઘણીવાર મરવું પડે તો પણ હું મારી રીત છોડનાર નથી.

હું બોલું છું તેથી તમે ચીડાતા નહિ. મારાં વચન ધ્યાન દઇ સાંભળજો. કેમકે હું માનું છું કે મારાં વચન સાંભળવામાં તમને લાભ છે. હવે જે હું કહેવાનો છું તેથી તમને વખતે ગુસ્સો ચઢશે. પણ તેમ ન કરતાં ધ્યાન પૂર્વક સાંભળજો. મને તમે મોતની સજા કરશો તો, હું જેવો છું તેવો હોવાથી, મને નુકશાન થશે તેના કરતાં તમને વધારે થશે. મને મેલીટસ કે બીજા કોઈ નુકશાન કરી શકનાર નથી. મને નુકશાન કરવાની તેઓનામાં તાકાદ નથી. **સારા માણસને તેનાથી ઉતરતો માણસ નુકશાન કરી શકે એમ બની શકતું નથી.** તેના તહોમતથી મને કદાચ દેહાંતદંડ મળશે, કદાચ દેશપાર કરવામાં આવશે, મારા હકો છીનવી લેવામાં આવશે. તમોને એમ લાગે કે આમ થાય એ તો મને ભારે નુકશાન થયું ગણાય. હું તેને નુકશાન નથી માનતો. પણ અન્યાયપણે બીજા માણસને મરાવી નાખવાનો પ્રયત્ન કરવાથી પ્રયત્ન કરનાર પોતાને જ નુકશાન કરે છે. એટલે હું મારો બચાવ કરૂં છું

એમ તમે ન માનજો. તમારી પાસે ખડો રહી હું જે પોકાર કરૂં છું તે તમારે સારૂ છે. તમે ખુદાઇ ફરમાન તોડી ખોટું કરો તેમાંથી તમને ઉગારવાની મારી ઇચ્છા છે. મને મારી નાંખવાનો હૂકમ કરશો તો તમને મારા જેવો બીજો કામ કરનારો મળવો મુશ્કેલ છે. એમ કહેવું ન ઘટે છતાં મારે કહ્યા વિના ચાલતું નથી. જેમ જોરાવર ઘોડાને લગામની જરૂર છે તેમ તમે પણ જોરાવર છે તેથી લગામની જરૂર છે. લગામરૂપે થઇ મારે રહેવું એ ખુદાઈ ફરમાન હું સમજું છું, તેથી જો તમે મારી સલાહ માનશો તો મારો જીવ તમે નાહે લો. પણ કોઇ અઘોરીને કોઇ બીજો તેની ઉંઘમાંથી જગાડે તો તેને તે ચીડવાઇને મારવા દોડે છે તેમ તમે મારી ઉપર ચીડાઈને વગર વિચારે મને મારી નાંખવા હૂકમ કરશો એવો સંભવ છે. ત્યાર બાદ મારા જેવો બીજો તમને નહિ મળે તો તમે પાછા ઉંઘી જશો. હું તમારૂં ભલું કરનારો છું ને મને તમારી પાસે ખુદાએ મોકલ્યો છે. એ તમે જોઇ શકો છો. મારૂં પોતાનું કામ પડતું મેલું છું, તમારા હિતની કાળજી હમેશાં રાખ્યા કરૂં છું. બાપની જેમ અથવા મોટેરા ભાઈની જેમ હું તમને એક એક જણને શીખામણ આપું છું, ને સારે માર્ગે દોરવાની મહેનત કરૂં છું. આવું કરવાને સારૂં મેં જો બદલો માંગ્યો હોત, તે વડે મેં મારી દોલત એકઠી કરી હોત તો મારી પર શક લાવવાનું તમને કારણ રહે. પણ મારા ફરીઆદીઓએ પૈસા લેવાનું તહોમત મારી ઉપર મુક્યું નથી. અને મેં કદી પૈસા લીધા કે માંગ્યા નથી તેનો મોટામાં મોટો પુરાવો તે મારી ગરીબી છે.

